# ભૂગોળ વિદ્યાનાં મૂળતત્ત્વો.

## ભાગ ૧.




કીમત પોણા બે

The Department of Public Instruction, Bombay.

# OUTLINES OF GEOGRAPHY.

## PART I.

BY

SIR T. C. HOPE, K. C. S. I., C. I. E.

REVISED, CORRECTED AND ENLARGED

BY

RÂO SÂHEB MAHIPATRÂM RÛPRÂM NILKANTH, C. I. E.

GUJARATHI TRANSLATOR, EDUCATIONAL DEPARTMENT.

FOURTEENTH INTERIM EDITION–30,000 COPIES.

*(Registered for Copy-right under the Government of India's Act XXV of* 1867.)

Bombay:
GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1906

(ALL RIGHTS RESERVED.)

*Price One Annas and Nine Pies.*

મુંબઈ ઈલાકાનું સરકારી કેળવણી ખાતું.

# ભૂગોળવિદ્યાનાં મૂળતત્ત્વો.

## ભાગ ૧.

રચનાર,

સર ટી. સી. હોપ,

તેમાં સુધારો વધારો કરનાર

રાવસાહેબ મહીપતરામ રૂપરામ નીલકંઠ, સી. આઈ. ઈ.

ગુજરાતી ટ્રાન્સલેટર, એજ્યુકેશનલ ડીપાર્ટમેન્ટ.

ચૌદમી વખતની આવૃત્તિ—૩૦,૦૦૦ પ્રત.

આ પુસ્તકની માલિકી સન ૧૮૬૭ ના ૨૫ મા આક્ટ મુજબ નોંધેલી છે.

મુંબઈ.

ગવર્નમેંટ સેંટ્રલ બુક ડીપો.

ઈસવી સન ૧૯૦૬.

આ પુસ્તક સંબંધી સર્વે અધિકાર સરકારે સ્વાધીન રાખેલા છે.

કિંમત પોણા બે આના.

# ભૂગોળવિદ્યા ભણાવવાવિષે

## મહેતાજીને સૂચના.



ભૂગોળવિદ્યા નીચે લખ્યા પ્રમાણે શીખવવી.—

૧. નિશાળમાં જે ઠેકાણે છોકરા બેસતા હોય, તે જગ્યાના ભોંય તળીઆનો નકશો છોકરાંને પૂછી પૂછીને પાટીઆ ઉપર મહેતાજીએ કહાડવો ને તેમને સમજાવવું કે, આ જગ્યા મોટી છે. તેનો આ નાનો નકશો થયો.

૨. નિશાળની જગ્યા કદી લાંબી હોય તો પાટીઆ ઉપર તેનો નકશો જાણી જોઈને ચોરસ પાડવો, ને પછી છોકરાંને પૂછવું કે આ બરાબર છે કે? પછી તેમની પાસે ખરી વાત કહેવડાવવી ને તે નકશો સુધારવો, એટલે તેમનાં મનમાં બધી વાત બરાબર ઠસશે. એજ રીતે નિશાળની જગ્યા ચોરસ હોય તો પહેલાં તેનો નકશો લાંબો કહાડવો, ને બીજી પણ એવી એવી હિકમત કરવી કે, તેથી છોકરા બરાબર સમજે છે કે નહિ તેની પરીક્ષા થાય ને વળી જે સમજતાં હોય તે તેમનાં મનમાં બરાબર ચોંટે. ત્યાર પછી દિશાઓની સમજણ પાડવી, ને તે દિશાઓ પ્રમાણે નિશાળની આસપાસ થોડાં ઘર, ને રસ્તા હોય તેનો બને તેટલો નકશો કહાડીને બતાવવો. એ રીતે એક ફળીઆનો નકશો પૂરો કરવો. છોકરાંની નજરમાં તે બરાબર ઠસે, ત્યારે તે ભૂસી નાખીને તેવો પાછો નાનો કહાડવો. પછી ચાર દિશા પકડીને ગામની બીજા થોડી મોટી મોટી શેરીઓ કહાડવી. એ રીતે આખા ગામનો નકશો તૈયાર કરવો. તે ગામને

કોટ હોય તો તે પણ લીટીઓ દોરીને કહાડી બતાવવો. એ રીતે તે ગામનો નકશો તે છોકરાંનાં મનમાં બરાબર ઠસે એટલે તે ભૂસી નાંખીને બીજો નાનો કહાડવો; તેની વચમાં કાંઇ કહાડવું નહિ. પછી આસપાસ લગતાં ગામ હોય તે તથા બીજાં ફરતાં ગામ છોકરાંને પૂછી પૂછીને તેઓ દિશા બતાવે ને તે ખરી હોય તો તે લખવાં, ને જેટલે ગાઉને છેટે હોય, તેના માપ પ્રમાણે છેટે લખી તેમ કરવાનું કારણ કહેવું, એટલે છોકરાંને સમજણ પડે કે, નકશામાં ગામડાંની વચ્ચે જે અંતર હોય છે તે ગાઉના માપ પ્રમાણે છે. આશરે કે અમથું મૂકેલું નથી. એ રીતે આસપાસ ડુંગરા, ટેકરા, તળાવ, નદીઓ કે બીજું એવું હોય તે કહાડવું. જે પરગણામાં નિશાળ હોય, તેનો નકશો પાટીઆ ઉપર એ રીતે તૈયાર કરી બતાવવો, ને ખેતી, હુન્નર વગેરેની ટૂંકામાં હકીકત કહેવી. પછી તેને નાનો કહાડીને તેની જોડે એક બીજું પરગણું કહાડીને તેની દિશા, સીમા, નદીઓ, ડુંગરો, વગેરે હોય, તે શીખવવું; પછી તેમાંનાં મોટાં ગામ લખી બતાવવાં ને પાક વગેરેની સહજ હકીકત કહેવી. એ રીતે લગતાં પરગણા જોડીને આખા જિલ્લાનો કે એજન્સિનો નકશો પૂરો કરવો. જે પરગણામાં નિશાળ હોય તેની જેટલી ઝીણી હકીકત શીખવીએ તેટલી બીજાં પરગણાંની બતાવવી નહિ. જેમ જેમ નકશો મોટો થતો જાય, તેમ તેમ ઝીણી વાતો પડતી મૂકીને મોટી બાબતો લેવી. બીજા જિલ્લા તથા એજન્સિનાં નામ, સીમા, નીપજ, હુન્નર, રોજગાર વગેરેની ટૂંકી હકીકત, તાલુકાનાં નામ, મુખ્ય કસ્બા કે થોડાં બહુ મોટાં ગામ, મુખ્ય નદીઓ, પહાડ, વગેરે માત્ર શીખવવાં. ચોપડીમાં પર જિલ્લા વગેરેની ઝીણી બાબતો છે તે મૂકી દેવી. વળી સમજાવવું જે, નદીઓને માટે વાંકી ચૂંકી

લીટીઓ દોરે છે, સરોવરને ઠેકાણે કુંડાળું કહાડે છે, ને ગામને માટે ટપકું કહાડે છે. નદીના વહેવા પરથી દેશનો ઊંચાણનો ને નીચાણનો ભાગ બતાવવો. એ રીતે બીજી બાબતો પણ કહી સમજાવવી. હાથે કાળા પાટીઆ ઉપર ચીતરેલા નકશા ઉપરથી શીખવ્યા પછી વખતે વખતે છાપેલા નકશા દેખાડવા. એમ કરીને સર્વે જિલ્લા ને ઈલાકાનો એકઠો નકશો કહાડીને ગૂજરાત પ્રાંત પૂરો કરવો. પછી આખા ગૂજરાતનું પુનરાવર્તન કરવું. તેમાં આસપાસ અને અંદરના પહાડ, મોટી નદીઓ, સરોવર, સમુદ્ર, અખાત, નદીનાં મૂળ તથા મુખ, મોટાં શહેર, કસ્બા, દેશી રાજ્યો, નીપજ, રાજ્યરીતિ, લોકના રોજગાર, લક્ષણ, ધર્મ રીતભાત વગેરે ટૂંકામાં શીખવવાં. એ વખતે મુંબઈ ઈલાકાનો નકશો વાપરવો.

૩. ગૂજરાતની દક્ષિણ અને પૂર્વ સીમા પરથી મુંબઈ ઈલાકાના બીજા પ્રાંતોમાં ઊતરવું. એક દેશ, પ્રાંત, ઈલાકો, કે ખંડનો નકશો શીખવીને બીજાનો આરંભ કરતી વેળા હમેશ જાણીતાપરથી અજાણ્યા પર જવું. અહિં ગૂજરાતનો નકશો શીખવ્યા પછી મુંબઈ ઈલાકાનો શીખવતી વખતે ગૂજરાતથી શરૂ કરી તેને લગતા પ્રથમ દક્ષિણ અને પૂર્વ આવેલા થાણા અને ખાનદેશ જિલ્લા શીખવવા, ને ત્યાર પછી તેઓને લગતા, એમ આખો મુંબઈ ઈલાકો નકશાવડે શીખવવો; પણ ગૂજરાતના જેટલી વિગત બતાવવી નહિ. માત્ર મોટી નદીઓ, પર્વત, મુખ્ય શહેરો, નીપજ, ઉદ્યોગાદિક મોટી બાબતો સમજાવવી.

૪. એ રીતે મુંબઈ ઇલાકો થઇ રહ્યા પછી હિંદુસ્તાનનો નકશો ચલાવવો. અહિં અને પછી હરેક દેશનો નકશો શીખવતાં પહેલાં સરહદ સમજાવવી. પછી મોટા ડુંગર, નદીઓ, ને શહેરો,

એટલું બતાવીને છેલ્લે રાજકીય વિભાગ, હકીકત વગેરે સંક્ષેપમાં શીખવવું. પણ વિસ્તાર કરવો નહિ. દરિયા, બેટ, વગેરે આવે તે કહેવા ને તેઓની વ્યાખ્યા સમજાવવી. પણ આગળથી વગર કારણે એવી વ્યાખ્યા કહેવી નહિ. ખપ પડે તેમ મોઢે કરાવવી.

૫. યાદ રાખવું કે હમેશ જાણીતા પરથી અજાણ્યા પર જવું. જેમકે હિંદુસ્થાનનો નકશો શીખવવાના આરંભમાં સીમા શીખવીએ તે વારે, કચ્છ અને ખંભાતનો અખાત, અરબી સમુદ્ર, પછી હિંદી મહા સાગર, ઇત્યાદિ. તેમજ પહાડોમાં અરવલ્લી ને આબુ, વિંધ્યા, સહ્યાદ્રિ કે પશ્ચિમ ઘાટ, પછી પૂર્વ ઘાટ, શિવાલિક ને હિમાલય.

૬. જડ સૃષ્ટિ રચનાની, કે ચૈતન્યસૃષ્ટિની, કે રાજ્ય, કે ઇતિહાસ સંબંધીની, સંસાર વહેવાર કે ધંધા રોજગાર સંબંધીની હકીકતથી ભૂગોળ વિદ્યાના પાઠને રસિક કરવો, પણ સંભાળ રાખવી કે એ બહુ ન થઇ જાય. એનો બોજો થોડો રાખવો. સહજ યાદ રહે એટલુંજ માત્ર કહેવું. આવૃત્તિમાં એ અર્થે કેટલુંક લખાણ છે. વર્ગની કે ધોરણની યોગ્યતા પ્રમાણે ઘટે એટલું એમાંથી શીખવવું. વખતે સહાયકારી પાઠની મારફતે એ જ્ઞાનમાં ઉમેરો કરવો. આમ ભૂગોળ વિદ્યા પૂરી થયા પહેલાં વાંચનની ચોપડીઓમાં ખંડો, દેશો વગેરેનાં નામ ને વર્ણન આવે છે તેને માટે આખી પૃથ્વીનું સહજ જ્ઞાન સહાયકારી પાઠ વડે આપવાની જરૂર છે, તે પ્રસંગોપાત આપવું.

૭. શિક્ષકોએ અને પરીક્ષકોએ ખૂબ યાદ રાખવું કે આ પુસ્તક બધું નિશાળીઆને મોઢે કરાવવાનું અને પૂછવાનું નથી. ચોપડીનાં પાનાં ગોખાવી આ ગ્રંથ શીખવવો નહિ. એમાંનું

બધું શીખવવાનું નથી. તેમાં વિશેષ કરીને નીચલાં ધોરણોમાં એ-માંનો મોટો ભાગ પડતો મૂકવો. ક્ષેત્રફળની, ગામની, વસ્તીની વગેરે સંખ્યા આપી છે તે અને બીજી ઝીણી બાબતો ઉપલાં ધોરણોને માટે છે. માત્ર છઠ્ઠા ધોરણમાં પૂર્ણ જ્ઞાન હોવું જોઇએ. નિશાળના ગામથી, પરગણાથી અને પ્રાંતથી ભૂગોળમાં જેમ દૂર જઇએ તેમ ઓછી બિના કહેવી. પાસે હોય તે વિષે પૂરૂં કહેવું અને આઘે જઇએ તેમ ઓછું કરતા જવું. મહેતાજીને તથા પરીક્ષકને સુગમ પડે માટે છાપમાં ત્રણ પ્રકારના અક્ષર રાખ્યા છે—બાળબોધ, મોટા ગૂજરાતી અને નાના ગૂજરાતી, બાળબોધ અક્ષરમાં છે તે સઘળું નીચલાં ધોરણોવાળા નિશાળીઆને મોઢે કરવાનું છે; મોટા ગૂજરાતી અક્ષરમાં છે તેનો સાર શીખવવો; અને ઝીણા અક્ષરમાં છે તેમાંથી પાઠને સરસ કરવાને જોઇએ એટલું થોડું ગરજ પડે તો લેવું. પાસેની જગ્યાને આ લાગુ પડતું નથી. પાસેનું વધારે શીખવવું. પરીક્ષકે પણ આ સૂચના લક્ષમાં રાખવી.

૮. નિશાળીઆ પાસે નકશા ચિત્રાવવાનો આરંભ પ્રથમથી કરાવવો. એથી ભૂગોળનું જ્ઞાન પાકું થશે, અને ભૂલાશે નહિ. છેક નીચલા ધોરણમાં સહજ મહાવરો કરાવવો, અને આગળ જતાં એમાં વધારો કરાવવો.

# પ્રસ્તાવના.

આજ પર્યંત સરકારી ગૂજરાતી નિશાળોમાં હોપકૃત ભૂગોળ વિદ્યા શીખવવામાં આવતી. પાછળથી તાલુકાઓની વ્યવસ્થામાં અને દેશોની રાજ્યકીય સ્થિતિમાં ફેરફાર થયાથી, નવું વસ્તીપત્રક બનવાથી, નવાં ધોરણો ઠરવાથી, તથા બીજાં કારણોથી એમાં ફેરફાર તથા ઉમેરો કરવાની જરૂર જણાઈ. એ સુધારો વધારો નવા વસ્તીપત્રક પ્રમાણે તથા ડેપ્યુટિ ઈન્સ્પેકટરો વગેરેની મદદથી કેળવણી ખાતાના ઉપરી મહેરબાન ચાટફીલ્ડ સાહેબે કર્યો છે. ભૂગોળ વિદ્યા શીખવવાની રીત વિષે પહેલી આવૃત્તિમાં જે સૂચના હતી તેમાં પણ નવાં ધોરણો પ્રમાણે હાલના સમયને અનુસરીને વધારો ઘટારો મહેરબાન એજયુકેશનલ ઇન્સ્પેકટર દાકટર બુલર સાહેબના હુકમ મુજબ કરવામાં આવ્યો છે. ભાષાને માટે અને શબ્દોમાં સહજ ફેરફાર કર્યો છે તેની જવાબદારી મારે શીર છે.

**મહીપતરામ રૂપરામ નીલકંઠ,**

ગૂજરાતી ટ્રાન્સલેટર, એજયુકેશનલ ડીપાર્ટમેન્ટ.

# છઠ્ઠી આવૃત્તિની પ્રસ્તાવના.

સને ૧૮૯૧ ના ફેબ્રુઆરી માસમાં વસ્તીની ગણુતરી થઇ હતી તે પ્રમાણે વસ્તીપત્રકના સરકારી રીપોર્ટ ઉપરથી આ આવૃત્તિમાં વસ્તીની સંખ્યા અને જિલ્લા વગેરેનાં ક્ષેત્રફળમાં સુધારો કર્યો છે. નિશાળો અને તેઓમાં ભણનારા નિશાળિઆની સંખ્યાના આંકડા પણ ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટરે તા૰ ૩૧ માર્ચ ૧૮૯૬ સુધીના આંકડા મોકલેલા તે ઉપરથી સુધાર્યા છે.

માર્ચ સને ૧૮૯૭.

જ. ગૌ. શા.

આ. વાઈસ પ્રિન્સિપાલ ટ્રેનિંગ કાલેજ, અમદાવાદ.

# અનુક્રમણિકા.

# ભૂગોળવિદ્યા ભાગ ૧ લો.

## પ્રકરણ ૧ લું.

### ( ૧ ) પૃથ્વીનો આકાર વગેરે.

પૃથ્વી ગોળાકાર છે તેની સાબીતીઓ નીચે પ્રમાણે:—

૧. જે લોકો વહાણમાં બેશી પૃથ્વીની પ્રદક્ષિણા કરે છે, તેઓ જે જગ્યાથી નીકળ્યા હોય તેજ જગ્યાએ ફરીને આવે છે.

૨. જ્યારે ચંદ્રગ્રહણ થાય ત્યારે ચંદ્ર ઉપર પૃથ્વીની છાયા પડે છે, તે ગોળ હોય છે.

૩. જેમ જેમ આપણે ઉત્તર તરફ જઈએ તેમ તેમ ધ્રુવ તારો વધારે ઊંચો દેખાય છે.

૪. પૂર્વ ભણીના દેશો કરતાં પશ્ચિમ ભણીના દેશોમાં સૂરજ મોડો* ઊગે છે.

૫. જેમ જેમ આપણે કોઇ ડુંગરથી વેગળા જઇએ તેમ તેમ પહેલાં તેનો નીચલો ભાગ દેખાતો બંધ થાય છે, પછી તેનો વચલો ભાગ અને છેલ્લે તેનું શિખર દેખાતું બંધ થાય છે. એજ પ્રમાણે જ્યારે સપાટ સમુદ્ર ઉપર બંદરમાંથી કોઇ વહાણુ હંકારે છે ત્યારે તેનાં સઢ, કૂવો, વગેરે અનુક્રમે દેખાતાં બંધ થાય છે.

પૃથ્વીની સપાટી ઉપર પાણી અને કોરી જમીન બે છે. જો પૃથ્વીની સપાટીના ચાર સરખા ભાગ કરીએ તો તેમાંના લગભગ ત્રણ ભાગ પાણી છે, અને બાકીની કોરી જમીન છે.

### ( ૨ ) દિશાઓ. †

જે દિશામાં સૂરજ ઊગે છે તેને પૂર્વ દિશા કહે છે.

---

* મદ્રાસમાં સૂરજ ઊગે છે તેના કરતાં મુંબઈમાં અડધો કલાક મોડો ઊગે છે.

† શિક્ષકે પાટીઆ પર એ દિશાઓનો નકશો કહાડવો.

જે દિશામાં સૂરજ આથમે છે તેને પશ્ચિમ દિશા કહે છે.

પૂર્વ દિશા ભણી મ્હો કરીને ઉભા રહીએ તો ડાબા હાથ તરફ ઉત્તર દિશા અને જમણા હાથ તરફ દક્ષિણ દિશા છે.

દક્ષિણ અને પૂર્વ દિશા વચ્ચેનો અગ્નિ કોણ, દક્ષિણ ને પશ્ચિમ દિશા વચ્ચેનો નૈર્ઋત્ય કોણ, ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેનો ઈશાન કોણ અને ઉત્તર તથા પશ્ચિમ દિશા વચ્ચેનો વાયવ્ય કોણ છે.

## ( ૩ ). ભૂગોળવિદ્યામાં આવેલા શબ્દોની વ્યાખ્યા.

ભૂગોળવિદ્યામાં પૃથ્વીની સપાટીના બે સરખા ભાગ કર્યા છે. એમાંના એકનું નામ પૂર્વ ગોળાર્દ્ધ અને બીજાનું નામ પશ્ચિમ ગોળાર્દ્ધ છે. આ બંને ગોળાર્દ્ધમાં પાણીથી વીંટળાયલી ઘણી જમીન છે. ( વાસ્તવિક જોતાં દરેક મોટો દ્વીપ છે ). પૂર્વ ગોળાર્દ્ધ માંહેલી જમીનને પૂર્વ મહાદ્વીપ અને પશ્ચિમ ગોળાર્દ્ધ માંહેલી જમીનને પશ્ચિમ મહાદ્વીપ કહે છે.

**કોરી જમીન**—જમીનના જે મોટા ભાગોમાં ઘણા દેશો આવેલા હોય તેઓને ખંડ કહે છે.

ચારે બાજૂએ પાણીથી વીંટાળાયલા જમીનના ભાગને બેટ કે દ્વીપ કહે છે.

જમીનનો જે ભાગ ત્રણ બાજૂએ પાણીથી તથા એક બાજૂએ જમીનથી વીંટાળાયલો હોય તેને દ્વીપકલ્પ એટલે લગભગ દ્વીપ જેવો કહે છે.

જે સાંકડો જમીનનો ભાગ જમીનના બે મોટા ભાગને સાંધે છે તેને સંયોગી ભૂમિ કહે છે.

જમીનની જે અણી લાંબી થઇને સમુદ્રમાં ગયલી હોય તેને ભૂશિર કહે છે.

જમીનનો ભાગ થોડો ઊંચો હોય તેને ડુંગર કહે છે, અને વિશેષ ઊંચા ભાગને પર્વત કહે છે, તળીએથી જોડાયલા ડુંગરા અને પર્વત તેને ડુંગરો કે પર્વતોની હાર કહે છે.

ડુંગરો કે પર્વતોની વચ્ચેના નીચા પ્રદેશને ખીણ કહે છે.

લગભગ સપાટ જમીનના વિસ્તારેલા ભાગને **મેદાન** અથવા **પ્રદેશ** કહે છે.

પહાડો ઉપર આવેલા પ્રદેશને **ઉચ્ચ પ્રદેશ** કહે છે.

જે ઊંચી જગ્યાએથી જુદી દિશાઓમાં પાણી વહે તેને **જળક્ષેપ પ્રદેશ** કહે છે.

**પાણી**—પૃથ્વી ઉપરના ખારા પાણીના પાંચ ભાગ કર્યા છે તેમાંના દરેકને **મહાસાગર** કહે છે.

જે પાણીના ભાગને **સમુદ્ર** કહે છે તે મહાસાગર કરતાં નાનો હોય છે.

જમીન ઉપર લાંબા ગયલા સમુદ્રના ફાંટાને **અખાત** કહે છે.

પહોળા મ્હોડાના અખાતને **ઉપસાગર** કહે છે.

પાણીના બે મોટા ભાગને સાંધનારા પાણીના નાના ભાગને **સામુદ્રધુનિ** કહે છે.

જમીનથી વીંટાયલા પાણીના ભાગને **સરોવર** કહે છે.

મીઠા પાણીનો જે પ્રવાહ પર્વતમાંથી કે સરોવરમાંથી નીકળી ઢળતી જગ્યામાં થઈ સમુદ્રને મળે છે તેને **નદી** કહે છે.

જે જગ્યાએથી નદી નીકળે છે તે જગ્યાને તેનું **મૂળ** અને જે જગ્યાએ તે સમુદ્રને મળે છે તે જગ્યાને તેનું **મુખ** કહે છે.

જે સ્થળે નાની નદી મોટી નદીને મળે છે તેને **સંગમ** કહે છે.

સમુદ્રને મળતા પહેલાં *ભરતીનું પાણી માંહે આવે એવું નદીનું જે પહોળું મુખ હોય છે તેને **ખાડી** કહે છે.

## ( ૪ ) જમીન અને પાણીના મોટા ભાગ.

**જમીન**—પૂર્વ ગોળાર્દ્ધમાં **એશિયા, યુરોપ,** અને **આફ્રિકા,** એ ત્રણ ખંડ છે. એ ત્રણે જોડાયલા છે. એ ત્રણ ખંડોને કોઈ વેળા **જૂની ભૂમિ** કહે છે, કેમકે તેઓ છેક પ્રાચીન કાળથીજ એક બીજાના રહેવાશીઓને થોડા ઘણા માલૂમ હતા.

પશ્ચિમ ગોળાર્દ્ધમાં **અમેરિકા** ( **ઉત્તર** અને **દક્ષિણ અમેરિકા** ) નામે એકજ ખંડ છે. એને કોઈ વેળા **નવી ભૂમિ** કહે છે; કેમ કે

---

* દરિયાનું પાણી વારા ફરતી ચઢે છે અને ઉતરે છે તેને **ભરતી ઓટ** કહે છે.

ઈ૦ સ૦ ૧૪૯૨ માં કોલંબસ નામે વહાણવટીએ તેનો શોધ કર્યો ત્યાં સૂધી ઉપલા ત્રણ ખંડના લોકોને તે માલૂમ નહોતો.

ઉપલા ચાર ખંડો સિવાય એક પાંચમો ખંડ છે તેને આસ્ટ્રેલિઆ* કહે છે. એની આસપાસના બેટ તથા પાસિફિક મહાસાગર માંહેલા નાના બેટ એમાં ઉમેર્યા છે. એ સઘળા બેટ સહિત આસ્ટ્રેલિઆને ઓશિયાન્યા કહે છે.

એશિઆની પશ્ચિમે યૂરોપ ખંડ છે.

યૂરોપની દક્ષિણે આફ્રિકા ખંડ છે. યૂરોપ અને આફ્રિકાની વચ્ચે ભૂમધ્ય † સમુદ્ર છે.

યૂરોપ અને આફ્રિકાની પશ્ચિમે અમેરિકા ખંડ છે.

**પાણી**—પૃથ્વીનાં પૃષ્ઠ ઉપર પાંચ મહાસાગર છે.

૧. ઉત્તર‡ ધ્રુવની આસપાસ ઉત્તર મહાસાગર છે.

૨. દક્ષિણ ધ્રુવની આસપાસ દક્ષિણ મહાસાગર છે.

૩. એશિઆ અને અમેરિકા વચ્ચે પાસિફિક મહાસાગર છે.

૪. અમેરિકાની પૂર્વે અને યૂરોપ તથા આફ્રિકાની પશ્ચિમે આટલાન્ટિક મહાસાગર છે.

એશિઆની દક્ષિણે હિંદી મહાસાગર છે.

# प्रकरण २ जुं.

## एशिआखंड.

એ ખંડ બધા ખંડોથી મોટો છે. એના બાર ભાગ કર્યા છે તેઓનાં નામઃ—

| | |
|---|---|
| १ भरतखंड के हिंद. | ३ बलुचिस्तान. |
| २ सिंहलद्वीप. | ४ अफगानिस्तान. |

---

* દક્ષિણ ભૂમિ.

† એની આસપાસ દેશો આવેલા છે.

‡ સૂરજની આસપાસ પશ્ચિમથી પૂર્વમાં પૃથ્વી ફરે છે. જે કલ્પિત લીટી પૃથ્વીની વચ્ચેથી ઉત્તરથી દક્ષિણ જાય છે તેને પૃથ્વીની ધરી કહે છે. એ ધરીના છેડાને ધ્રુવ કહે છે. ઉત્તર તરફના ધ્રુવને ઉત્તર ધ્રુવ અને દક્ષિણ તરફના ધ્રુવને દક્ષિણ ધ્રુવ કહે છે.

| | |
|---|---|
| ५ इरान. | ९ एशिआई रुशिआ. |
| ६ अरबस्तान. | १० जापान. |
| ७ तुर्कस्तान. | ११ चीनाई मूलक. |
| ८ तार्त्तरी. | १२ हिंदी चीन. |

એમાંના ભરતખંડમાં આપણે વસીએ છીએ. એને કેટલાક લોક હિંદ કહે છે. એની ત્રણ બાજુએ સમુદ્રો છે. તે પરથી હિંદી દ્વીપકલ્પ નામે પણ એ ઓળખાય છે. એમાં ઈંગ્રેજ રાજ્ય કરે છે. ઘણાંક દેશી રાજ્યો છે. પણ તે બધાં ઈંગ્રેજ સરકારને આધીન છે. આખા હિંદી રાજ્યના ઉપરી અધિકારીને ગવર્નર જનરલ કહે છે. એના હાથ નીચે ગવર્નરો, કમિશનરો, વગેરે અધિકારીઓ રાજ્યના જુદા જુદા ભાગોનો વહિવટ કરે છે. રાજકાજને અર્થે મુંબઈ, મદ્રાસ, બંગાળા, વગેરે ઇલાકા કે પ્રેસિડેન્સિ ઠરાવ્યા છે.

# प्रकरण २ जुं.

## मुंबई इलाको (પ્રેસિડેન્સિ).

### १ सामान्य वर्णन.

હિંદી દ્વીપકલ્પની પશ્ચિમ બાજુએ મુંબઇ ઇલાકાનો સાંકડો મૂલક છે. પંજાબના નૈઋત્ય સીમાંથી મ્હેસૂર સંસ્થાન અને મદ્રાસ ઈલાકામાં સીમાડા સૂધી એ ઈલાકાનો વિસ્તાર ૧,૦૫૦ મૈલ છે. એ ઈલાકાની વાયવ્ય, ઉત્તર, અને ઈશાન દિશાએ બલુચિસ્તાન, પંજાબ, અને રજપૂત સંસ્થાનો છે, પૂર્વે અને અગ્નિ ભણી મધ્ય-હિંદુસ્તાનનાં દેશી સંસ્થાનો, મધ્ય પ્રાંતો, વરાડ, અને નિઝામનું રાજ્ય છે; દક્ષિણે મદ્રાસ ઇલાકો અને મ્હેસૂર છે; અને પશ્ચિમે અરબી સમુદ્ર છે. ભરતખંડના પશ્ચિમ કાંઠાનો $\frac{2}{3}$ ભાગ એ ઇલાકામાં આવેલો છે. કાઠીઆવાડની બે પાસે આવેલા કચ્છી અને ખંભાતી અખાતોને બાદ કરતાં બાકીનો એ કિનારો અખંડિત એક સરખો છે. ચોમાસા સિવાય બાકીના વખતમાં કાંઠા પર આવેલી ઘણીક ખાડીઓ કિનારા પર ફરનારાં વહાણોને બંદરની

ગરજ સારે છે, પરંતુ ચોમાસામાં વહાણોનું રક્ષણ કરે એવાં જમીનથી બંધીઆર થયલાં માત્ર ત્રણ બંદર છે. એક મોટું મુંબઈનું બારૂં, બીજું કરાંચીનું; અને ત્રીજું કારવારનું.

**મુખ્ય પર્વતો**—સહ્યાદ્રિ અથવા પશ્ચિમ ઘાટ ઉત્તર દક્ષિણ પડેલો છે, અને દક્ષિણ દેશ તથા કોંકણને જુદા પાડે છે. સાતપૂડા પૂર્વથી પશ્ચિમ દિશાએ છે, તે ઇંદોર અને ખાનદેશ તાબાના મૂલકોની વચ્ચે આવેલો છે. તથા નર્મદા અને તાપીના પ્રદેશને છૂટા પાડે છે.

**મુખ્ય નદીઓ**—સિંધમાં સિંધુ, ગૂજરાતમાં સાબરમતી, મહી, નર્મદા અને તાપી અને, દક્ષિણમાં ગોદાવરી, ભીમા, નીરા, અને કૃષ્ણા. કોંકણની નદીઓ નાની છે. દરિયાથી કેટલેક છેટે તેઓમાં વહાણ જઈ શકે છે. તે ઉપરાંત ઝાઝા ઉપયોગની નથી. મુંબઈ ઈલાકાનું ક્ષેત્રફળ ૧,૯૪,૧૦૯ ચોરસ મૈલ છે. એમાંના ૬૯,૦૪૫ ચોરસ મૈલ એટલે સેંકડે ૩૫·૫૬ દેશી રાજાઓના છે. વસ્તીની કુલ સંખ્યા ૨,૬૯,૧૬,૩૪૨ છે. તેમાંથી ૮૦,૫૯,૨૯૮ માણસ દેશી સંસ્થાનોમાં વસે છે. દેશી રાજાઓ મુંબઇ સરકારના હુકમ નીચે છે.* અને તેને અથવા ગાયકવાડને ખંડણી આપે છે. એ પ્રકારના ઘણાંક નાનાં રાજ્યોનો સમુદાય કરી પોલિટિકલ એજન્સિઓ બનાવેલી છે. થોડાંક સંસ્થાનો પાસેના જિલ્લાના કલેકટર કે જડ્જના ઉપરીપણા નીચે રાખેલાં છે. ખાલસા મૂલકનો વહિવટ કરવાને સરકારે તેના જિલ્લા ઠરાવ્યા છે, અને જિલ્લાનાં પરગણાં અથવા તાલુકા કર્યા છે. આખા ઈલાકાના મુખ્ય અધિકારીને ગવર્નર કહે છે. એને મદદ આપવાને એ કૌંસિલ કે મંત્રિમંડળ છે.

## ૨ રાજ્યરીતિ.

(૧) પોલિટિકલ એજન્સિઓ ગવર્નર સાહેબના પોલિટિકલ એજંટોના અધિકાર તળે રાખી છે. એ અમલદારોને મદદ કરવાને

* હાલ વડોદરાનું રાજ્ય ગવર્નર જનરલના હુકમ નીચે છે.

એમના હાથ નીચે એક, બે કે વધારે આસિસ્ટંટ પોલિટિકલ એજંટો છે. રાજા રજવાડાઓમાં વાંધો પડે તેના ફેંસલા કરવાનું અને તેમને એક એક જોડે લડતા તથા એક એકનો મૂલક લૂટતા અટકાવવાનું કામ એ અધિકારીઓને સોંપ્યું છે. કેટલીક એજન્સિ-ઓમાં એ અમલદારો તથા મુખ્ય રાજાઓ કિંવા દેશી ગૃહસ્થોનું પંચ ઠરાવવામાં આવે છે. ખૂન, ચોરી, બાળ હત્યા, વગેરે મોટા ગુનાના ઇનસાફ એ પંચ કરે છે. એ પોલિટિકલ એજંટો રાજા-રજવાડામાંથી ખંડણી વસૂલ કરે છે, અને ગાયકવાડ અથવા બીજા જે સંસ્થાન ભરવાની હોય તેને ભરે છે, કોઇ રાજા, ઠાકોર, નવાબ વગેરે બાળકૂંવર મૂકીને મરે છે, ત્યારે તેના સંસ્થાનનો હવાલો પોલિટિકલ એજંટ લે છે અને સંસ્થાનનું કામ સંભાળથી ચલાવી મરનાર દેવું મૂકી ગયો હોય તો તે અદા કરે છે. વારસો લેનાર બાળકને આ બહુ હિતકારી છે.

( ૨ ) જિલ્લા. હરેક જિલ્લાનો મુખ્ય કારભાર કરનાર કલેક્ટર માજિસ્ટ્રેટ છે. સરકારની તરફથી જમાબંદી વસૂલ કરે છે. અન ખર્ચ થાય તે આપે છે. મૂલ્કી, ફોજદારી, તથા લોકો-પયોગી હરેક બીજા કામપર તે નિઘા રાખે છે. ઘણું કરીને તેના હાથ નીચે બે ત્રણ આસિસ્ટંટ કલેક્ટર, એક ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેક્ટર, અને એક હજૂર ડેપ્યુટી કલેક્ટર હોય છે. આસિસ્ટંટ કલેક્ટરો અને ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેક્ટરને તાલુકાની દેખરેખ સોંપે છે, અને હજૂર ડેપ્યુટી જિલ્લાના મુખ્ય શહેરમાં રહી તીજોરી વગેરેનું કામ કાજ કરે છે. એ સર્વે અધિકારીઓ માજિસ્ટ્રેટનું કામ પણ કરે છે. તે ઉપરાંત પોલીસ સુપરિન્ટેન્ડન્ટ, ઍંજિનીયર, અન માપણી ખાતાના અમલદારો માજિસ્ટ્રેટોને અને કલેક્ટરોને સહાય કરે છે. પોલિસ સુપરિન્ટેન્ડન્ટ અને તેનાં માણસો ખુન કરનારા, ચોર વાટપાડુ, ધાડ પાડનાર વગેરેને ઝાલીને શિક્ષાને સારૂ માજિસ્ટ્રેટને હવાલે કરે છે. રસ્તા બાંધવાનું, તળાવ ખોદવાનું, ધર્મશાળા બાંધવાનું, વગેરે સરકારી ઇમારતોનું કામ ઍંજિનીયર કરે છે. કલેક્ટર ખાતાના નોકરોની બેપરવાઇ કે ઠગાઇને લીધે રૈયતને સરકારના વાજબી હક્ક કરતાં જાસ્તી ન આપવું પડે માટે

માપણી ખાતાના અમલદારો દરેક ખેડુતની જમીન માપીને તેને કેટલી વિઘોટી ભરવાની છે તે સૌના દેખતાં ઠરાવી આપે છે.

હરેક તાલુકામાં કલેકટરની વતી મામલતદારો રહે છે. જો પરગણું મોટું હોય તો મામલતદારના હાથ નીચે મહાલકરી કે થાણદારને તેમાંનો ભાગ સોંપે છે. મામલતદારની કચેરીમાં પોલીસ સુપરિન્ટેન્ડન્ટની તરફથી ફોજદાર રહે છે.

જિલ્લાને માટે એક ડિસ્ટ્રિક્ટ જડ્જ એટલે મુખ્ય ન્યાયાધીશ હોય છે. ખૂન કરનારા, ધાડ પાડનારા, જુઠી સાક્ષી પૂરનારા, જૂઠાં ખત બનાવનારા, તથા બીજા ભારે ગુના કરનારાઓને માજિસ્ટ્રેટે મોકલ્યા હોય તેઓનો એ જડ્જ ઇનસાફ કરે છે. ભોંય, તથા બીજી સ્થાવર મિલ્કત, દેવું, તથા હરકોઈ જંગમ મિલ્કત સંબંધીની ફર્યાદ પણ તેજ સાંભળે છે. જડ્જને મદદ કરવાને આસિસ્ટંટ જડ્જ અને સબોર્ડિનેટ જડ્જ રાખેલા છે. મોટાં નગરોમાં સ્મૉલકૉઝ કોર્ટ હોય છે. ત્યાંના જડ્જો નાની રકમના કજીઆ ચુકવે છે, ને તેના ફેસલા પર અપીલ નથી. તમામ ન્યાય ખાતાનું ઉપરીપણું મુંબઈની હાઈકોર્ટને સોંપ્યું છે. મોટાં ગામ, કસ્બા, ને શહેરોમાં ડેપ્યુટી પોસ્ટ માસ્ટર નામે કારકુનો રાખ્યા છે. સરકારના તથા લોકોના કાગળો મોકલવા અને પહોંચાડવા એ તેમનું કામ છે.

હરેક જિલ્લામાં સરકારી નોકરોને તથા ગરીબોને દવા કરવાને ડાકટર રાખેલા છે. જરૂર જણાય તો માંદા માણસને હાસ્પિટલમાં રાખી ઓસડ કરે છે. જિલ્લાના મોટા કસ્બાઓમાં એજ કારણને માટે દવાખાનાં કર્યાં છે. શહેરોને તથા કસ્બાઓને ચોખ્ખાં રાખવાને તથા રાત્રે દીવા કરવા વગેરેને માટે મ્યુનિસિપાલ કમિટીઓ ઠરાવી છે.

## मुंबई इलाकाना भाग.

મુંબઈ ઇલાકાના પાંચ ભાગ કર્યા છે. ઉત્તરથી શરૂ કરતાં (૧) सिंध, (२) कच्छ, (३) गूजरात. (४) महाराष्ट्र એમાં दक्षिण અને कोंकण એ છે, (५) दक्षिण महाराष्ट्र અને उत्तर कानडा.

એ ઇલાકાની રાજધાની મુંબઈ બેટ છે. ઈ૦ સ૦ ૧૬૬૧ માં પોર્ટુગાલના રાજાએ ઈંગ્લાંડના બીજા ચાર્લસ રાજાને એ બેટ કન્યાદાન જોડે આપ્યો હતો. દક્ષિણમાં ગોવા હજી પોર્ટુગીઝ લોકને તાબે છે. (ગોવાને તાબે આશરે ૨૨૪ ચોરસ મૈલ ભોંય છે); સૂરતની દક્ષિણે દમણ (એમાં ૨૨ ચોરસ મૈલ જમીન છે,) અને કાઠીઆવાડની દક્ષિણે દિવ નામે નાનો બેટ છે.

ગૂજરાતમાંનો ઇંગ્રેજી ખાલસા મૂલકનો ઘણો ખરો ભાગ ગાયકવાડ પાસેથી કરારને પેટે મળેલો છે. મહારાષ્ટ્ર અને દક્ષિણ મહારાષ્ટ્ર દેશો પેશ્વા પાસેથી સને ૧૮૧૮ માં જીતી લીધેલા છે. ઉત્તર કાનડા મદ્રાસ ઇલાકાનો ભાગ હતો, તેને સને ૧૮૬૧ માં મુંબઈ ઇલાકામાં નાંખ્યો. ઈ૦ સ૦ ૧૮૪૩ માં સરકારે સિંધ દેશને ત્યાંના અમીરો પાસેથી જીતી લીધો.

એ પાંચ ભાગમાં જિલ્લા, પોલિટિકલ એજન્સિ, અને મુખ્ય શહેરો નીચે પ્રમાણેઃ—

| | मुख्य शहेर. |
|---|---|
| ( १ ) सिंध. | |
| १. सिंधनो उपलो सरहदनो मूलक. | जेकबाबाद. |
| २ शिकारपुर जिल्लो. | शिकारपुर. |
| ३. हैदराबाद जिल्लो. | हैदराबाद. |
| ४. करांची जिल्लो. | करांची. |
| ५. थरपारकर. | उमरकोट. |
| ६. खैरपुर संस्थान. | खैरपुर. |
| ( २ ) कच्छदेश. | भूज. |
| ( ३ ) गूजरात. | |
| १. सूरत जिल्लो. | सूरत. |
| २. भरूच जिल्लो. | भरूच. |
| ३. खेडा जिल्लो. | खेडा. |
| ४. पंचमहाल. | गोधरा અને दाहोद. |
| ५. अमदावाद जिल्लो. | अमदावाद. |
| ६. काठीआवाड एजन्सि. | राजकोट. |
| ७. पालणपुर एजन्सि. | पालणपुर અને डीसा |

| | |
|---|---|
| ८. महीकांठा एजन्सि. | सादरा અને इडर. |
| ९. रेवाकांठा एजन्सि. | नांदोद, बारीआ, અને लुणावाडा. |
| १०. गायकवाडनो मुलक. | वडोदरा. |
| ११. खंभात संस्थान. | खंभात. |
| १२. पंचमहाल एजन्सि. | नारुकोट. |
| १३. सूरत एजन्सि. | वांसदा, धरमपुर અને सचीन. |

## ( ४ ) महाराष्ट्र ( મુંબઈ બેટ બાદ કરતાં ).

### ( अ ) कोंकण.

| | |
|---|---|
| १. थाणा जिल्ला. | थाणा. |
| २. जवार संस्थान. | जवार. |
| ३. कोलाबा जिल्लो. | अलीबाग. |
| ४. जंजीरा संस्थान. | जंजीरा. |
| ५. रत्नागिरी जिल्लो. | रत्नागिरी. |
| ६. सावंतवाडी संस्थान. | सावंतवाडी. |

### ( ब ) दक्षिण प्रांत.

| | |
|---|---|
| १. खानदेश जिल्लो. | धुळिया. |
| २. खानदेश एजन्सि. | |
| ३. नाशक जिल्लो. | नाशक. |
| ४. पेंठ संस्थान. | पेंठ. |
| ५. अहंमदनगर जिल्लो. | अहंमदनगर. |
| ६. पुणा जिल्लो. | पुणा. |
| ७. सतारा जिल्ला. | सतारा. |
| ८. सतारा जागीर. | भोर, फलटण, औंद, जत. |
| ९. सोलापुर जिल्लो. | सोलापुर. |
| १०. अकलकोट संस्थान. | अकलकोट. |

## ( ५ ) दक्षिण महाराष्ट्र देश અને उत्तर कानडा.

| | |
|---|---|
| १. कलादगी जिल्लो. | कलादगी. |
| २. बेलगाम जिल्लो. | बेलगाम. |
| ३. कोलापुर संस्थान. | कोलापुर. |

| | |
|---|---|
| ४. दक्षिण मराठा जागीर. | सांगली, जमखिंडी, मिरज, कुरंदवाड, मुधोळ अने रामदुर्ग. |
| ५. धारवाड जिल्हो. | धारवाड. |
| ६. सावनूर संस्थान. | सावनूर. |
| ७. उत्तर कानडा जिल्हो. | कारवाड. |

સિંધના સર્વથી ઉપરી અમલદારને કમિશનર કહે છે. ગૂજરાત, મહારાષ્ટ્ર, દક્ષિણ મહારાષ્ટ્ર તથા ઉત્તર કાનડાના ૧૮ જિલ્લાના ત્રણ ભાગ કર્યા છે. એકનું નામ ઉત્તર ભાગ, બીજાનું નામ મધ્યભાગ, અને ત્રીજાનું નામ દક્ષિણ ભાગ છે. તેમાંના દરેક ભાગના ઉપરીને કમિશનર કહે છે. ઉત્તર ભાગમાં અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ, સૂરત. થાણા અને કોલાબા છે. મધ્ય ભાગમાં નાશક, ખાનદેશ, અહંમદનગર, પુણા, સોલાપુર, અને સતારા, તથા દક્ષિણ ભાગમાં બેલગામ, ધારવાડ, કલાદગી, કાનડા અને રત્નાગિરી છે. ઉત્તર ભાગના કમિશનરના તાબામાં પાલનપુર, મહીકાંઠા, રેવાકાંઠા, પંચમહાલ, ખેડા, સૂરત, થાણા, અને કોલાબાની પોલિટિકલ એજન્સિઓ છે; ખાનદેશ સતારા અને સોલાપુરની પોલિટિકલ એજન્સિઓ મધ્યભાગના કમિશનરના તાબા હેઠળ, તથા ધારવાડ અને સાવંતવાડીની પોલિટિકલ એજન્સિઓ દક્ષિણ વિભાગના કમિશનરના તાબા હેઠળ છે.

## ४. मुंबई शहेर अने बेट.

મુંબઈ બેટ એકલાને જુદો જિલ્લો ઠરાવ્યો છે અને તેથી તેને ઉપલા જિલ્લાઓમાં ગણ્યો નથી. એ બેટ સપાટ મેદાન છે ને એની આસપાસ નીચા ડુંગરા છે. એ સપાટ મેદાન ૧૧ મૈલ લાંબું અને ૩ મૈલ પહોળું છે. એ બેટની પૂર્વે તથા એની અને કોંકણના કિનારાની વચ્ચે એનું બંદર છે. તેનો વિસ્તાર ૫ થી ૭ મૈલ સૂધી છે. આસપાસ આવેલી જમીન પવનના જોસ્સાને તથા પાણીના ઉછાળાને ખાળી એ બંદરનું રક્ષણ કરે છે. દુનિયામાં સૌથી મોટાંમાં મોટાં બંદરોમાંનું એ એક છે. એમાં વહાણો અને આગબોટો હમેશા જથાબંધ રહે છે, ને દુનિયાના સઘળાભાગો

તરફ આવજા કરે છે. બંદરમાં કેટલાક બેટ છે તેમાંનો ઘારીપુરી નામે ઘણો પ્રખ્યાત છે, કેમકે તેમાં ડુંગરમાં કોરીને દહેરાં કર્યા છે.

બેટની જે બાજુએ બંદર છે તેજ બાજુએ પહેલાં કોટ હતો. એ ભાગમાં મોટા મોટા વેપારીઓની અને સાહુકારોની જોવા લાયક દુકાનો તથા સરકારી વસૂલાત, ન્યાય, પોસ્ટ, તાર અને બીજાં ખાંતાંઓ છે, ને તેઓને માટે રોનકદાર મોટાં મકાનો છે. કોટની પાસે અમદાવાદની રેલવે તથા કુલકત્તા અને મદ્રાસની રેલ મળે છે. કોટ પાડી નાંખેલો છે તોપણ હજી નામ રહ્યું છે.

કોટ અને બહારકોટ મળી મુંબઈ શહેરની વસ્તી ૮,૨૧,૭૬૪ માણસની છે. લંડન બાદ કરતાં ઇંગ્રેજી રાજ્યમાં તે મોટામાં મોટું શહેર છે. મુખ્યત્વે કરીને એમાં મરાઠી અને ગૂજરાતી ભાષાઓ બોલાય છે; પરંતુ વેપારને અર્થે દુનિયાના જુદા જુદા ભાગોમાંથી આવેલા લોકો ઇંગ્રેજી, હિંદુસ્તાની, વગેરે ભાષાઓ બોલે છે. દરીઆના પાણીને આવતાં અટકાવ્યાથી અસલ કરતાં બેટની જમીનમાં ઘણો વધારો થયલો છે, અને ખાડીઓ પર રસ્તા તથા રેલવે બાંધીને સાષ્ટી ( થાણા જિલ્લામાં ) બેટ સાથે ઉત્તર ભાગને હાલમાં જોડી દીધેલો છે. સાષ્ટીમાં મુંબઇથી કેટલેક દુર સરકારે તાંસા, વિહાર વગેરે મોટાં તળાવ બાંધ્યાં છે તેમાંથી લોઢાના નળો વડે મુંબઈમાં મીઠું પાણી આણે છે.

એમાં વિદ્યાલયો બહુ છે. રંગારા, ચમાર, કંસારા, તથા બીજા સેંકડો કારીગરો એ બેટમાં પોતાના હુન્નર ચલાવે છે, પરંતુ સૌ કરતાં વધારે મોટો ધંધો સૂતર કાંતવાનો અને કાપડ વણવાનો છે. એ બેટમાં વરાળ યંત્રથી ચાલતા કાંતવાના અને વણવાના સંચા હાલમાં ઘણા છે, ને તે વડે હજારો માણસોને રોજી મળે છે. વળી નાળીએરીઓથી તથા દારૂ ગાળવાના ધંધાથી ઘણા લોક કમાય છે. ખેતીના પાકમાં ડાંગર મુખ્ય છે. ભીંડી થાય છે, અને ડુંગળી ( કાંદા ), દુધી, કોળું, કાકડી વગેરે શાક ભાજી પણ મસ થાય છે. મુંબઈમાં મ્યુનિસિપાલ ખાતું છે તેમાં કેટલાક કમિશનરોને લોક ઠરાવે છે. જમીન પરના અને સ્ટાંપના કર વસૂલ કરવા માટે ઇંગ્રેજ સરકારે એક કલેકટર રાખેલો છે, અને વહાણોથી જે માલ આવે છે

તે ઉપર દાણ ઠરાવ્યું છે. તે વસૂલ કરવા માટે કસ્ટમ કમિશનર નીમેલો છે. મુંબઈમા હાઈકોર્ટ છે. મુંબઈ શહેરના રહેવાશીઓના કજીઆ ચુકવવા, તથા જિલ્લાના જડ્જો અને માજિસ્ટ્રેટોનાં કામ ઉપર દેખરેખ રાખવી, તેમની ભુલ સુધારવી, અને તેઓના ઈનસાફ ઉપર અપીલ સાંભળવી એ તેનું કામ છે. મુંબઈ શહેરની સાર્વજનિક ઈમારતો, ધનવાન લોકનાં મકાન, રાજમાર્ગો, બાગ-બગીચા, વગેરે ઘણા શોભાયમાન છે ને એવી રચના આખા ઈલાકામાં બીજે કોઈ ઠેકાણે નથી.

### ९. अरबस्थानमां मुंबई तावानां संस्थान.

મુંબઈમાં જે વહાણો અને આગબોટો આવે તેના રક્ષણ અર્થે અરબસ્તાનની નૈર્ઋત્ય દિશાએ એડનમાં સરકારે એક સંસ્થાન કર્યું છે. એ સંસ્થાન ૮૦ ચોરસ મૈલ છે, અને તેમાં ૪૪,૦૭૯ માણુસની વસ્તી છે, તેમાં ઘણા ખલાશીઓ અને સિપાઇઓ છે. એની આસપાસના દેશમાં અરબોની જંગલી જાતો વસે છે. એ દેશ ઘણો ગરમ છે, અને તેમાં ઘણો વરસાદ પડતો નથી. વળી પેરિમ બેટ ઈંગ્રેજના તાબામાં છે. એડનથી થોડા મૈલને છેટે રાતા સમુદ્રમાં જવાના બારા આગળ એ બેટ છે.

# प्रकरण ४ थुं.

## સિંધ.

ખૈરપુર સંસ્થાન બાદ કરતાં સિંધ દેશનું ક્ષેત્રફળ ૪૭,૭૮૯ ચોરસ મૈલ અને ૨૮,૭૧,૭૭૪ માણુસની વસ્તી છે. એ વસ્તી-માંના ૨૨,૧૫,૧૪૭ એટલે $\frac{3}{4}$ કરતાં કાંઈક વધારે મુસલમાન છે. એ દેશમાં મુખ્યત્વે સિંધી અને બલૂચિ ભાષા બોલાય છે. એ દેશની દક્ષિણે કચ્છી રણ અને અરબી સમુદ્ર, પશ્ચિમે હાલા અને સુલેમાન પર્વત, ઉત્તરે બલૂચિસ્તાન અને પંજાબ અને પૂર્વે જસલમેરનું રણ અને રજપૂત સંસ્થાનો છે. એ દેશનો મધ્ય ભાગ સપાટ મેદાન છે; સિંધુના કાંઠાનો પ્રદેશ ઘણો રસાળ

અને સારો ખેડાયલો છે. સિંધના હરકોઇ ભાગમાં વરસાદ થોડોજ વરસે છે, પરંતુ માર્ચથી સપ્ટેંબર માસ સુધીમાં સિંધુ નદીમાં રેલ આવે છે તેથી તેની આસપાસના મૂલકમાં પાણી ફરી વળે છે. ખેતરોમાં પાણી પૂરૂં પાડવા માટે ઘણી નહેરો ખોદેલી છે. એ દેશના પશ્ચિમ ભાગમાં ડુંગરા છે તેમાં ભરવાડોનાં ઘેટાંને સારૂ ચારો ઊગે છે, અને પૂર્વ ભાગમાં મોટું રણ છે તેમાં રેતીનાં મેદાન અને ટેકરા છે. દેશનો દક્ષિણ ભાગ ખારવાળો છે અને ત્યાંની હવા રોગી છે.

સિંધ દેશમાં ખેતી અને ચારો સારો થાય છે. વળી તેમાં માટીનાં વાસણ, ચામડાંની વસ્તુઓ, અને શેતરંજીઓ બને છે. ખેતીની પેદાશમાં ડાંગર, જુવાર, બાજરી, ઘઉં, મગ, જવ, રૂ તથા તેલિયાં બીઆં મુખ્ય છે.

હૈદરાબાદને રસ્તે કરાંચીથી કોટ્રી સુધી રેલવે છે, અને સિંધુ નદીમાં મુલતાન સુધી આગબોટ ચાલે છે.

એ દેશ કમિશનરના તાબા હેઠળ છે; તેના પાંચ ભાગ કરેલા છે તેમાં મધ્ય ભાગે શિકારપુર, હૈદરાબાદ, અને કરાંચી એ ત્રણ રસાળ જિલ્લા છે. બાકીના બે ભાગ પોલિટિકલ સુપરિન્ટેન્ડેન્ટના તાબા હેઠળ છે. વળી ખૈરપુર એ દેશી સંસ્થાન છે.

ઉત્તરથી શરૂ કરતાં એ પાંચ ભાગ નીચે પ્રમાણે છે:—

( ૧ ) સિંધનો ઉપલો સરહદનો મૂલક—એ પોલિટિકલ સુપરિન્ટે-ન્ડેન્ટના હાથ નીચે છે. એનું ક્ષેત્રફળ ૨,૫૪૯ ચોરસ મૈલ છે, તથા એમાં ૧,૭૪,૫૪૮ માણસની વસ્તી છે. એના ત્રણ તાલુકા કર્યા છે. એ મૂલકની પશ્ચિમે તથા વાયવ્ય કોણમાં ખિલાતના ખાનનો મૂલક, ઉત્તરે પંજાબ, પૂર્વે સિંધુ નદી અને દક્ષિણે શિકારપુર જિલ્લો છે. એમાં ઘણું કરીને જમીન સપાટ છે, અને ઉત્તરની ભોંય વેરાન છે. પરંતુ જ્યારે પાણી પાયં છે ત્યારે બીજા ભાગોમાં ખેતી થાય છે. મુખ્ય નિકાસ જુવાર, બાજરી, અને ઘઉં છે; તલ, દીવેલી, વગેરે તેલિયાં બીઆં પણ થોડાંક થાય છે. નહેરો વડે જે જમીનને પાણી પાય છે તેમાં જુવાર અને બાજરી પાકે છે, અને જેમાં પૂર ફરી

જાય છે તેમાં તે સૂકાયા પછી ઘઉં પાકે છે. જેકબાબાદ માત્ર મોટું શહેર છે તેમા ૮,૨૯૪ માણસ વસે છે.

(૨) શિક્કારપુર—એ જિલ્લાની ઉત્તરે સિંધનો ઉગલો સરહદનો મૂલક અને ભાવલપુર સંસ્થાન, પશ્ચિમે કોહિસ્તાનના પશ્ચિમ ડુંગરા, દક્ષિણે કરાંચી જિલ્લો, અને પૂર્વે ભાવલપૂર અને જસલમેર સંસ્થાનો છે. એમાં ૧૭ તાલુકા છે. તેમનું ક્ષેત્રફળ ૯,૨૯૬ ચોરસ મૈલ અને ૯,૧૫,૪૯૭ માણસની વસ્તી છે. એ સપાટ છે અને એમાં પૂર આવે છે. ખરિફ પાકમાં ડાંગર અને જુવાર અને રવિ પાકમાં ઘઉં અને ચણા છે. હુંનર ઘણો ચાલતો નથી. ખાદી, હાથી દાંતનાં રમકડાં, અને માટીનાં વાંસણ માત્ર થાય છે. વેપારને માટે બે શહેર પ્રખ્યાત છે, શિક્કારપુર, એને પહેલાં ખોરાસાનની ભાગોળ કહેતા, અને સક્કર સિંધુ નદીને કાંઠે બુલન ઘાટના વેપારનું સ્થળ છે. લાર્ખાના અને રોહરી એ પણ મોટા કસ્બા છે.

(૩) હૈદરાબાદ—એ જિલ્લાનું ક્ષેત્રફળ ૫,૦૩૩ ચોરસ મૈલ અને ૯,૧૮,૬૪૬ માણસની વસ્તી છે. એની ઉત્તરે મીરઅલ્લી-મુરાદનું સંસ્થાન, પૂર્વે થરપારકર સંસ્થાન, દક્ષિણે કચ્છનું રણ અને કરાંચી જિલ્લો, અને પશ્ચિમે સિંધુ નદી છે. એ સપાટ છે અને તેમાં ઘણી મહેરો છે. એમા એક મોટું જંગલ છે અને ખારી ઉજડ ભૂમિ છે. કારીગરીને માટે સિંધમાં પ્રખ્યાત સ્થળ હૈદરાબાદ જિલ્લો છે. અની શેતરંજી, રેશમી અને સૂતરાઉ કાપડ, માટીનાં વાસણ અને ચામડાંની વસ્તુઓ વખણાય છે.

ખેતીની પેદાશમાં (ખરિફ પાકમાં) ડાંગર, જુવાર અને રૂ તથા (રવિ પાકમાં) ઘઉં અને તમાકુ મુખ્ય છે.

એના ૧૩ તાલુકા છે, પરંતુ માત્ર હૈદરાબાદ મોટું શહેર છે, તેમાં ૫૪,૫૬૯ માણસની વસ્તી છે.

(૪) કરાંચી—એ જિલ્લાનું ક્ષેત્રફળ ૧૪,૧૮૨ ચોરસ મૈલ તથા ૫,૬૪,૮૮૦ માણસની વસ્તી છે. એમાં ૧૩ તાલુકા છે. એની પશ્ચિમે ખિલાતના ખાનનો મૂલક, ઉત્તરે શિકારપૂર જિલ્લો, પૂર્વે સિંધુ નદી અને કચ્છનું રણ, અને દક્ષિણે અરબી સમુદ્ર છે,

એ જિલ્લાના ત્રણ ભાગ છે; એક પૂર્વમાં સિંધુના કાંઠાનો ખરબચડો અને વેરાન પ્રદેશ; એમાં વરસાદ થોડો આવે છે; બીજો મધ્યમાં સિંધુના કાંઠાનો રસાળ પ્રદેશ; અને ત્રીજો, દક્ષિણે સિંધુ નદીથી નવો થયલો બેટ; ત્યાંની હવા ભેજવાળી અને રોગી છે. એમાં સૂતરાઉ કાપડ, માંટીના વાસણ અને કામળા બને છે. ખેતીની પેદાશમાં ડાંગર, જુવાર અને બાજરી ( ખરિફ પાકમાં ) તથા ( રવિ પાકમાં ) ઘઉં, દીવેલી, અને જવ મુખ્ય છે. ડાંગર, જુવાર, અને બાજરી કરાંચીથી મુંબઈ ઇલાકાના બીજા ભાગો ખાતે ચઢે છે; અને ઘઉં તથા અનેક જાતનાં તેલ કાઢવાનાં બીઆં ઇંગ્લાંડ મોકલવામાં આવે છે. જવ એ જિલ્લામાં ખપી જાય છે. વળી થોડું રૂ અને ગળી થાય છે.

કરાંચી શહેરમાં ઘણી વસ્તી છે. મુંબઈ ઇલાકાના મોટામાં મોટાં શહેરોમાં પાંચમું શહેર કરાંચી છે. એ મોટું બંદર છે, ને તેમાં મોટાં વહાણો સહી સલામત રહી શકે છે. એમાં કાલેજ તથા એક સરકારી હાઇસ્કૂલ છે. કરાંચી સિવાય કોટ્રી અને થટ્ટા એ બે મુખ્ય સ્થળ છે.

( ૫ ) **થરપારકર**—એ પો૦ સુ૦ ના હાથ નીચે છે. એનું ક્ષેત્રફળ ૧૨,૭૨૯ ચોરસ મૈલ છે, અને એમાં ૨,૯૮,૨૦૩ માણસની વસ્તી છે. એમાં ૭ તાલુકા છે. એ મૂલકની દક્ષિણે કચ્છનું રણ, પશ્ચિમે હૈદરાબાદ જિલ્લા, ઉત્તરે ખૈરપૂર સંસ્થાન, અને પૂર્વે રજપૂતાનાનું દેશી રાજ્ય છે. એ મૂલકના ત્રણ ભાગ કર્યા છે. પશ્ચિમે પૂર્વ નળનું રેતીનું મેદાન છે, તેમાં કેટલીક નહેરો છે; મધ્યમાં થર એટલે રણનો મોટો વિસ્તીર્ણ પ્રદેશ છે, તેમાં રેતીના ટેકરા છે. એને અગ્નિકોણમાં પારકર એ કચ્છના રણમાં બેટ જેવો છે. એ મૂલકમાં વરસાદ થોડોજ આવે છે, અને થર રણ તથા પારકરમાં પાણીની બહુ તંગી છે. એમાં ધાબળી, શેતરંજી, અને ચામડાંની જણશો બને છે. લોકનો મુખ્ય ખોરાક ચોખા અને બાજરી છે. વળી ઘઉં, જુવાર, રૂ, અને જવ થાય છે. મોટામાં મોટું શહેર ઉમરકોટ છે.

( ૬ ) **ખૈરપુર સંસ્થાન**—એ સિંધની ઇશાન કોણમાં છે અને મીર અલીમુરાદના તાબામાં છે.

# प्रकरण ५ मुं.

## कच्छ.*

આ મૂલક કાઠીઆવાડની વાયવ્ય કોણમાં છે. એની ઉત્તરે, પૂર્વે અને અગ્નિ કોણમાં રણ, દક્ષિણે અને નૈર્ઋત્ય કોણમાં કચ્છી પખાત અને અરબી સમુદ્ર, અને વાયવ્ય કોણમાં સિંધુ નદીની પૂર્વ શાખા કોરી છે. રણની પેલીમેર ઉત્તરમાં થર કે નાનું રણ છે તથા વાયવ્ય કોણમાં સિંધ દેશ છે. એ રણ મોટું રેતીનું મેદાન છે. તે ચોમાસામાં પાણીથી ભરપૂર હોય છે, ત્યારે કચ્છ જાણે બેટ હોય તેવો દેખાય છે. કચ્છની વધારેમાં વધારે લંબાઈ ૧૭૦ મૈલ તથા વધારેમાં વધારે પહોળાઈ ૫૦ મૈલ છે. પરંતુ એક સ્થળે તે માત્ર ૧૫ મૈલ પહોળો છે. રણ બાદ કરતાં એનું ક્ષેત્રફળ ૬,૫૦૦ ચોરસ મૈલ છે. એમાં ૮ કસ્બા, ૯૨૮ ગામ તથા ૫,૫૮,૪૧૫ માણસની વસ્તી છે. દક્ષિણ કાંઠો તદન સપાટ છે અને ભૂમિ રસાળ છે. બાકીની સર્વે દિશામાં ડુંગરા અને પથરાવાળી જમીન છે. મુખ્ય ડુંગરાની હાર ત્રણ છે તેઓ પૂર્વ અને પશ્ચિમ દિશામાં જાય છે. ઉત્તર ધાર નામે હાર ઉત્તરમાં છેઃ એમાં કાળો, રાયમલરો, ખડીર, લકી ધોળો, મીલવો, અને મોણવો એ ડુંગરા છે. તેઓ પચ્છમ, ખંડીર, અને પાંથલ બેટોમાં થઈ ચોરાડ કે ચોરવાડ સૂધી જાય છે. બીજી હાર મધ્યધાર છે તેમાં ઝારો, કરોકાસમ, ધીણોધર, હુવાય વગેરે ડુંગરા છે. તેઓ વાસ્તવિક કચ્છની ઉત્તર દિશાએ રણની સીમા છે. ચાંવા નામે ત્રીજી હાર ભૂજની દક્ષિણે પૂર્વ પશ્ચિમ જાય છે, તેમાં ચિત્રાણો, રેહાની, નનામો, ખાડવા, ચાત્રોડ વગેરે ડુંગરા છે. પહેલી હાર થોડી ઘણી તૂટક છે. એમાંના કાળો નામે ડુંગરનું શિખર કચ્છમાં સર્વથી ઊંચું છે. મધ્યધાર માંહેલા પહાડોમાં ધીણોધર સર્વથી ઊંચો છે.

---

*કચ્છ દેશની ભૂગોલ વિદ્યાની ઝીણી હકીકત એ દેશની નિશાળોને સારૂ લખી છે. ગૂજરાત અને કાઠીઆવાડની નિશાળોમાં ઝીણી બાબતો મૂકી દેવી. માત્ર સીમા, નગરોનું સહજ જ્ઞાન, મુખ્ય ડુંગરો તથા થોડી હકીકત શીખવવી.

તેનું શિખર ૧,૨૯૮ ફુટ ઊંચું છે. **ચાંવા** હાર માંહેલા પહાડોમાં **નનામો** સૌથી ઊંચો છે. તેનું શિખર ૧,૪૨૪ ફુટ ઊંચું છે.

**નદીઓ**—એમાં એકે નદી નથી. પરંતુ કેટલાક પાણીના વહેળા છે તેઓ ચોમાસામાં પાણીથી ભરપૂર રહે છે, ઊનાળામાં માત્ર છેટે છેટે ખાબોચીઆંમાં પાણી ભરાઈ રહે છે, પરંતુ એમાંના ત્રણ વહેળા જાણવા લાયક છે. **નાગમથી** નામે વહેળો **ખેડા**પાસે **ચાંવા** પર્વતમાંથી ઉત્પન્ન થઈ **નવીનાળ** આગળ **કુચ્છી** અખાતમાં ભળે છે. **દેશપુર** આગળ એજ પર્વતમાંથી ઉત્પન્ન થઈ **રૂકમાવતી** નામે વહેળો **માંડવી**ની નાળમાં ભળે છે. અને **ખારી** નામે વહેળો એજ પર્વતમાંથી ઉત્પન્ન થઈ ઉત્તરે સુમરાસરની પાસે રણમાં ભળે છે. એ વહેળાઓમાં આખું વરસ પાણી રહે છે.

એ દેશનાં સોળ પરગણાં કરેલાં છે તે નીચે પ્રમાણે:—**पावर, मीआणि, बन्नी, पच्छम, खडीर, प्रांथळ, वागड, अंजार, चोविसी, मुवड चोविसी, हाला चोविसी, कांठी, मोडासा, अवडासा, कंठ, गरडो** અને **माक.**

**મુખ્ય શહેર—भूज** એ સંવત **૧૬૦૫** માં **રાવ શ્રી ખેંગારજી**એ વસાવ્યું હતું. એમાં ૨૫,૪૨૧ માણસની વસ્તી છે. એ માંહેલી જોવા લાયક ઇમારતોમાં યૂરોપનાં મકાનોને ધાટે મરહુમ **રાવ શ્રી પ્રાગમલજી**એ નવો **મહેલ** બંધાવ્યો છે. તે મજબુતાઇ અને **सौंदर्यमां सर्वथी श्रेष्ठ छे.** બીજું શહેર **मांडवी** બંદર છે. એ મોટા વેપારનું સ્થળ છે. તેમાં ૩૮,૧૫૫ માણસની વસ્તી છે. વહાણોની સગવડને માટે એમાં એક દીવાદાંડી બંધાવી **છે. गुंदरा, लखपत, जखौ** અને **तूणा** એ ચાર જાણવા લાયક બંદરો છે, મોટા કસ્બામાં **अंजार, रापर, अधोई** ( મોરબીનું ), **भचौ, बेला, नळिया, कठोरा, तेरा, सुमरीरोहा, भद्रेसर, केरा** અને **कंथकोट** છે. પાછલાં ચાર નગરો બહુજ જુનાં છે, અને તેમાં **જૈનધર્મ**નાં પ્રાચીન દહેરાં છે. કુચ્છ સિવાય રાવના તાબામાં ઓખામાં **કુચ્છીગઢ** છે, અને **વવાણીઆ**નાં બંદરો, **મોરબી**ના **ઝીંઝુવાડા**ના, **કાઠીઆવાડના, નવાનગર**ના અને **સિંધ**ના **બસ્તા** બંદરપર **રાવનો**

સુધી પહોંચે છે. એક હાઈસ્કૂલ, ચાર પહેલા વર્ગની ઈંગ્રેજી ને ગૂજરાતી જોડે શીખવવાની શાળા, એક ઉદ્યોગશાળા અને ચૌદ કન્યાશાળા સુદ્ધાં આખા કચ્છ દેશમાં ૧૨૬ નિશાળો છે. તેઓમાં ૭,૨૧૦ નિશાળીઆ ભણે છે, એ સર્વનો વહિવટ કરવાને એ ખાતાનો ઉપરી અમલદાર ઠરાવ્યો છે.

રાજ્ય વ્યવસ્થાને માટે એના આઠ જિલ્લા કર્યા છે. દરેક જિ-લ્લામાં મુનસિફ રહે છે. ભૂજમાં સદર અદાલત છે તેના ઉપરી પણા નીચે એ મુનસિફો છે. સદર અદાલતના ચૂકાદાની અપીલ રાવની હજૂરમાં થઈ શકે છે. કચ્છના કાયદાનું પુસ્તક બનાવ્યું છે તે પ્રમાણે દિવાની અને ફોજદારી કામ ચાલે છે. એ સિવાય ભૂજમાં ભાયાતોને માટે જાડેજા કોર્ટ છે, ત્યાં નાયબ દીવાન તથા ત્રણ ભાયાતો મળી ઈનસાફ કરે છે. દર પાંચ વર્ષે બધા ભાયાતો મળી ત્રણને પોતાનામાંથી નીમે છે. ઉપજ ખાતાનો વહિવટ રેવિન્યુ કમિશનર કરે છે, દેશની આવક અને ખર્ચ ઉપર દેખરેખ રાખે છે તથા જુદા જુદા ૧૭ મહાલોમાં મૂકેલા ફ્રુવો અને કારભારીઓ માર્ફત જમાબંદી ઊઘરાવે છે. એ સિવાય જાહેર ઈમારત તથા રસ્તા ખાતા ઉપર તથા મોજણી ખાતા ઉપર તે નજર રાખે છે, જાહેર ઈમારત તથા રસ્તા ખાતાનો ઉપરી હાલ યૂરોપીઅન અને મોજણી ખાતાનો ઉપરી દેશી છે, વળી પોલીસ કમિશનરના હાથ નીચે પોલીસ ખાતું તથા મુંબઇની વૈદ્યકશાળાના ગ્રાડ્યુએટના હાથ નીચે દવાખાના અને શીતળા ખાતું છે.

પોલિટિકલ એજંટ ભૂજમાં રહે છે. દેશની વ્યવસ્થા ઉપર તે દેખરેખ રાખે છે અને ઈંગ્રેજની લહેણી ખંડણી વસૂલ કરે છે. વળી એમાં નાનું ઈંગ્રેજી લશ્કર રહે છે.

**મુખ્ય નિકાસ**—બાજરી, જુવાર, મીઠું, મગ, ઘઉં, મઠ, રૂ, ઊન, દીવેલી, રાઈ વગેરે. ઘોડા, ગાય, બળદ, ઊંટ, ઘી, તેલ, વગેરે પરદેશ ખાતે મોકલવામાં આવે છે. ભૂજમાં સૂતરાઉ અને રેશમી કાપડ વણવાનાં કારખાનાં છે. ભૂજનું કસબી અને હીરનું ભરત બહુ વખણાય છે. સોના રૂપાની નકશીદાર કારીગરીઓ ઈંગ્રેજ લોકોને

પસંદ પડે છે, અને તેઓ ખરીદ કરે છે. **ભાતાજીના મઠમાં** ફટકડી અને થોડો સુરોખાર જડે છે, વળી એમાં કોયલાની ખાણો છે. પરંતુ તે ખોદવાનું કામ ચાલતું નથી.

**રાવ** ગ્નાતે જાડેજા રજપૂત છે; તેના ભાયાતો ઘણા છે અને તેના કુટુંબીમાં કેટલાક તો રાજા છે.

---

# प्रकरण ६ ठुं.

## गूजरात. भाग १ लो.

આ દેશનો કેટલોક ભાગ ઈંગ્રેજ સરકારનો ખાલસા છે ને બાકીનો દેશી રાજાઓનો છે. એ દેશી રાજ્યોનું વર્ણન સાતમાં પ્રકરણમાં આવશે. આ પ્રકરણમાં ખાલસા મૂલકની વિગત લખી છે. એ મૂલકના પાંચ જિલ્લા કર્યા છે. એમાંનો સૌથી દક્ષિણે. ૧ **सूरत जिल्लो** છે; તેની ઉત્તરે ૨ **भरुच जिल्लो**; **ભરૂચ**ની ઉત્તરે ૩. **खेडा जिल्लो**; અને ૪. **पंचमहाल**, અને સૌથી ઉત્તરે ૫. **अमदावाद जिल्लो** છે.

### १. सूरत जिल्लो.

એ જિલ્લામાં ૧,૬૬૨ ચોરસ મૈલ જમીન છે, તથા ૬,૪૯,૯૮૯ માણસની વસ્તી છે. એની ઉત્તરે **કીમ** નદી છે. એ નદીની પેલીમેર **ભરૂચ** જિલ્લો અને **ગાયકવાડનો** મૂલક છે. **સૂરત** જિલ્લાની પૂર્વે **ગાયકવાડનો** મૂલક, તથા **વાંસદા** અને **ધરમપોરના** રાજ્યો આવેલા છે, દક્ષિણે **દમણગંગા** નદી છે. એ નદી **સૂરત** જિલ્લાને **થાણા** જિલ્લાથી અને **પોર્ટુગીઝ** તાબાના **દમણ**થી જુદો પાડે છે; અને પશ્ચિમ દિશાએ **અરબી** સમુદ્ર તથા **ખંભાતી** અખાત છે. એ જિલ્લાના તાલુકા એક જથે નથી, **ગાયકવાડનાં** પરગણાં સાથે ભેળસેળ થઇ ગયા છે. નદી નાળાંએ પાડેલાં કોતરો બાદ કરતાં બાકીની જમીન ઘણું કરીને સપાટ છે. **પારનેરા** અને **ડુંગરી** વિના બીજા જાણવા લાયક ડુંગરો એ જિલ્લામાં નથી. **પારડી** તાલુકામાં થોડાક નાના ડુંગર છે અને ઇશાનમાં **માંડવી** પરગણાનો કેટલોક ભાગ પહાડી છે. પશ્ચિમ કાંઠે ખાડીઓ બહુ છે. ચોમાસા સિવાય બાકીના વખતમાં તેઓમાં વહાણો આવજા કરે છે. મુખ્ય નદીઓ—

૧. **તાપી. ગૂજરાતમાં નર્મદા** સિવાય બીજી બધી નદીઓથી મોટી **છે. એ સાત**પૂડા પર્વતમાંથી નીકળીને **સૂરત** આગળ **અરબી** સમુદ્રને મળે છે. ૨. **કીમ રાજ**પીપળાના ડુંગરામાંથી નીકળીને **અંકલેશ્વર** તાલુકાની દક્ષિણે અને **ઓરપાડ** પરગણાની ઉત્તરે થઇને **ખંભાત**ના અખાતને મળે છે. ૩. **મીંઢોળા**, ૪. **પૂર્ણા**, ૫ **અંબિકા**, ૬. **પાર**, ૭. **કોલક**, વગેરે બીજી નાની નદીઓ છે.

**મુખ્ય નિકાસ**—ગામોમાં મુખ્ય ધંધો ખેતી છે; પશ્ચિમ કાંઠાપર આવેલાં ગામડાંમાં ઘણા લોક માછલાં પકડવાનું કામ કરે છે. ઉત્તર ભાગમાં ખેતીની મુખ્ય ઉપજ ડાંગર, જુવાર, રૂ, ઘઉં, કઠોળ તથા બાજરી; અને દક્ષીણમાં દીવેલી, નાગલી, કોદ્રા, શેરડી, અને કેળાં, કેટલેક ઠેકાણે તમાકુ, ભીંડી શાક, વગેરે થાય છે.

**તાપી**, પૂર્ણા વગેરે નદીઓ ઉપર રેલવેના પૂલ તથા **સૂરત** શહેરમાં **તાપી** નદીપર **હોપ** પૂલ છે તે જોવા જેવા છે. હાલ એ જિલ્લામાં રેલવે સ્ટેશન પંદર છે, એ જિલ્લાનાં **કીમ**, **સાયણ**, **સૂરત**, **સચીન**, **અમરોલી**, વગેરે સ્ટેશનો ઉપર તથા બીજાં કેટલાંક ગામોમાં કપાસ લોઢવાનાં વરાળયંત્રો છે. **સૂરતમાં** કાપડ વણવાનાં તથા સૂતર કાંતવાનાં ત્રણ કારખાનાં છે.

એ જિલ્લામાં નીચે લખેલા ૮ તાલુકા છેઃ—

| | |
|---|---|
| (૧.) पारडी. | (५.) बारडोली. |
| (२.) वलसाड. | (६.) मांडवी. |
| (३.) चीकली. | (७.) चोर्याशी. |
| (४.) जलालपोर. | (८.) ओरपाड. |

આ આઠ પરગણામાં ૮ કસ્બા તથા ૭૮૮ ગામ અને લોકલ ફંડના અને મ્યુનિસિપાલિટીના ખર્ચથી ચાલતી ૨૫૦ નિશાળો છે. એ નિશાળોમાં ૨૧,૬૧૩ નિશાળીઆ ભણે છે. એક હાઇસ્કૂલ, નવ આંગ્લો વર્નાક્યુલર સ્કૂલો, એક ઉદ્યોગશાળા, તથા ૪૦ કન્યા શાળા છે. એ કન્યા શાળાઓમાં ૩,૦૩૬

છોકરીઓ ભણે છે. હરેક તાલુકામાં મામલતદાર અને ફોજદાર છે.*

## ( ૧ ) પારડી તાલુકો.

એની ઉત્તર સીમાએ પાર નદી છે, અને દક્ષિણે દમણગંગા, પૂર્વે ધરમપોરનું રાજ્ય, અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

એ પરગણામાં ૮૨ ગામ અને ૫૮,૨૪૫ માણસની વસ્તી છે. એમાં ત્રણ નદીઓ છે—૧. પાર, ૨. કોલક, ૩. દમણગંગા. એ ઉપરાંત કોથળ અને પરીઆલી નામે ખાડી છે. એનાં મુખ્ય ગામ—૧. બાલદાપારડી, ૨. બગવાડા, એ કોલક નદીને કાંઠે છે; ૩. કુંતા, બગવાડેથી બે ગાઉ પર છે. એમાં જકાત ખાતાનો ઇન્સ્પેકટર રહે છે. હર વરસે કુંતેશ્વર મહાદેવની જાત્રા ભરાય છે. એ મેળો ત્રણ માસ રહે છે અને તેમાં વેપારીઓનો બહુ માલ ખપે છે. ૪. ઉદવાડા, એમાં પારસીની જૂની અગીઆરી એટલે અગ્નિનું દેવલ છે. આતસની જાત્રા કરવાને ઘણા પારસી ત્યાં જાય છે. ૫. કોલક, એ બંદર છે. ૬. ઉમરસાડી, એ પણ બંદર છે. એ તાલુકામાં દમણને રસ્તે વાપી, ઉદવાડા અને પારડી એ ત્રણ રેલવે સ્ટેશન છે. સૂરત જિલ્લામાં અને ગૂજરાત પ્રાંતમાં સૌથી દક્ષિણે એ પરગણું છે. એની દક્ષિણે કોંકણ પ્રાંતનો થાણા જિલ્લો છે. એના નૈર્ઋત્ય ખૂણા પર પોર્ટુગીઝ લોકનું દમણનું રાજ્ય છે, એની પૂર્વે ધરમપોરનું રાજ્ય છે. એની મુખ્ય નિકાસ—ડાંગર, કોદ્રા, દીવેલી, શેરડી, નાગલી, ચણા અને વાલ છે.

## ( ૨ ) વલસાડ તાલુકો.

એમાં ૯૬ ગામ તથા ૮૭,૮૮૯ માણસની વસ્તી છે. એની નદીઓનાં નામ—૧. ગણદેવીની ખાડી; એનું બીજું નામ અંબિકા નદી છે. આ પરગણાના વાયવ્ય કોણમાં એ નદી વહે છે

* આ તાલુકાઓનું વિશેષ વર્ણન આગળ છે તે સૂરત જિલ્લાની નિશાળોમાં માત્ર ચલાવવું યોગ્ય છે. બીજી નિશાળોમાં માત્ર એમાંનાં મોટાં ગામ ને સાર જોઈએ.

૨. कावेरी, ૩. खरेरा, એ નૈર્ઋત્ય કોણમાં વહે છે. ઉચ્ચાડ અને બીલીમોરા આગળ તેઓ કાવેરીને મળે છે. ૪. औरंगा, એ વલસાડની પાસે છે. ૫. पार. એ સિવાય वाम, कोलाई, वांकी વગેરે ખાડીઓ છે. એમાં મુખ્ય કસ્બાઓ—૧. वलसाड, એમાં ૧૪,૭૭૯ માણસની વસ્તી છે. મામલતદાર અને સબાર્ડિનેટ જડ્જની કચેરી તથા સુધરાઈ ખાતું છે. ચીકલી, પારડી અને જલાલપોર પરગણા વલસાડ સબાર્ડિનેટ જડ્જના અધિકાર નીચે છે. એ બંદર છે તેથી એમાં ફુરજો કે માંડવી છે. આહથી અનાજ, ગોળ અને સાગ ચઢે છે. જંગલની સંભાળ રાખનારા અમલદારની કચેરી પણ એજ કસ્બામાં છે. ૨. छरवाडा માં મીઠું પાકે છે, અને તેને માટે ત્યાં એક સરકારી કારકુન રહે છે. એ સિવાય मदेली, मालवेण, उंडाच, बीघरी, कोसंबा, અને हरीआ એ મોટાં ગામ છે. આ તાલુકામાં પાર નદી પર પારનેરાનો કિલ્લો છે, તે ગાયકવાડે બાંધેલો કહેવાય છે. આ તાલુકાના ખારવા મુંબઈ, સૂરત વગેરે બંદરે સફર કરે છે. હુરીઆ, વલસાડ, અને ડુંગરી એ ત્રણ રેલવે સ્ટેશન આ પરગણામાં આવેલાં છે. તેમાં વલસાડનું સ્ટેશન મોટું છે. એની મુખ્ય નિકાસ—ડાંગર, કોદ્રા દીવેલી, નાગલી, શેરડી, ચણા, અને વાલ.

## ( ૩ ) चिकली तालुको.

એમાં ૬૬ ગામ અને ૬૧,૩૧૫ માણસની વસ્તી છે. એની નદીઓનાં નામ—૧. ઉત્તરમાં अंबिका ૨. ચીકલી પાસે વહેનારી कावेरी નો વલસાડ તાલુકામાં અંબિકા જોડે સંગમ થાય છે. ૩. खरेरा. ૪. औरंगा, આ તાલુકાની દક્ષિણ સીમાએ વહે છે. એનાં મુખ્ય ગામ—चीकली; વસ્તી ૪,૦૪૧. એમાં મામલતદારની કચેરી છે. देगाम, खेरगाम, आलीपोर, વગેરે મોટાં ગામ છે. એની મુખ્ય નિકાસ—ડાંગર, કોદ્રા, અને દીવેલી.

## ( ૪ ) जलालपोर तालुको.

એમા ૯૧ ગામ તથા ૭૮,૬૪૯ માણસની વસ્તી છે. એની નદીઓનાં નામ—ઉત્તરે પૂર્ણા નદી વહે છે. દક્ષિણે अंबिका છે. कणाई, लुहाणा, करकवा, बनेव વગેરે ખાડીઓ છે. એનાં મુખ્ય ગામ—

**જલાલપોર.** એમાં ૨,૦૩૮ માણસની વસ્તી છે. એમાં મામલતદારની કચેરી છે. એમાં સરકારી નિશાળ* છે; **મટવાડ, અબરામા; અમલસાડ, કછોલી, આટ, ખરસાડ, અષ્ટગામ, પનાર, સીસોદરા,** વગેરે મોટાં ગામ છે. **અમલસાડ** અને **નવસારી** એ બે રેલવે સ્ટેશન એ તાલુકામાં છે. સ્ટેશનથી એક મૈલ પર **જલાલપોર** છે. એ પરગણાની દક્ષિણે **બીલીમોરા.** છે, ત્યાં પણ રેલવે સ્ટેશન છે. એની મુખ્ય નિકાસ—જુવાર, ડાંગર, રૂ, તલ અને શેરડી.

## ( ૫ ) બારડોલી તાલુકો.

એમાં ૧૨૬ ગામ અને ૮૪,૧૧૧ માણસની વસ્તી છે. એની નદીઓ—૧. તાપી ૨. મીંઢોળા એ નદીના ત્રણ ફાંટા છે. **બુહારી** ગામ આગળ ૩. પૂર્ણા નદી છે. **વાલોડ** આગળ ૪. **જાંખરી** નદી છે. તે પૂર્ણાને **બેહેજ** ગામ આગળ મળે છે. એનાં મુખ્ય ગામ—૧. **મીંઢોળાને** કાંઠે **બારડોલી**; વસ્તી ૪,૨૭૮ માણસની. એ ગામ ગાયકવાડના **બળેશ્વર** પરગણાની હદમાં છે. એમાં મામલતદારની કચેરી છે. **૨. તાપીને** કાંઠે **કહોદ. ૩. સરભોણ. ૪. વાલોડ. ૫. મોતા. ૬. વરાડ. ૭. બુહારી. ૮. દેગામા. ૯. વાકાનેર. ૧૦. કસવાવ** વગેરે મોટાં ગામ છે. એ તાલુકો વધારે મોટો હોવાથી **વાલોડમાં** મહાલકરી અને ફોજદારનાં થાણા છે. એની મુખ્ય નિકાસ—ડાંગર, જુવાર, ઘઉં, કોદ્રા, કપાસ અને શેરડી.

## ( ૬ ) માંડવી તાલુકો.

એમાં ૧૩૯ ગામ અને ૫૩,૯૪૨ માણસ છે. મુખ્ય ગામ **માંડવીમાં** ૪૦૦ વર્ષ પહેલાં ભીલ રાજા રહેતા. ત્યાર પછી ઉદેપુરના રાણાના કુળના કોઈ રાજકુમારનો અમલ થયો. સંવત ૧૮૯૮ માં ઇંગ્રેજ સરકારની જપ્તી બેઠી અને પછી કેટલેક વરસે એ તાલુકો ખાલસા થયો. એ તાલુકામાં ઘણા ડુંગરા છે; તેમાં દેવગઢ ટપ્પામાં વધારે છે, અને કેટલાક **પાતલ** ટપ્પામાં છે.

એ પરગણાના સાત ટપ્પા એટલે ભાગ કર્યા છે. તેમનાં નામ **માંડવી, બહુધાન, પાતલ, દેવગઢ, દઢવાડા, હવેલી** અને **બારગામ.** એમાં દક્ષિણે તાપી નદી છે. વ્રેહે, એ નદી **રાજપીપળાના રૂડા** નામે

---

* લોકલફંડ ઉપરાંત મર્હુમ દેસાઈ ગોપાળજી રતનજીએ એકઠાં કરેલાં ફંડમાંથી આ નિશાળનો ખરચ ચાલે છે, તેથી એ નિશાળમાં બિલકુલ ફી લેવાતી નથી.

પર્વતમાંથી નીકળીને દેવગઢ વગેરે ગામ પાસે થઇને વરેલી આગળ તાપીને મળે છે. માંડવી ગામમાં ૩,૯૬૫ માણસની વસ્તી છે. મામલતદારની કચેરી તથા ગામ સુધરાઈ ખાતું છે. બહુધાનમાં બાર બાર વરસે મોટી જાત્રા ભરાય છે. ઘંટોલી અને તડકેશ્વર મોટાં ગામ છે. એ તાલુકાની નિકાસ—કોદ્રા, ડાંગર, જુવાર અને દીવેલી.

## ( ૭ ) ચૌર્યાશી તાલુકો.

એ પરગણામાં સૂરત શહેર છે તેની વસ્તી બાદ કરતાં એ તાલુકાની વસ્તી ૪૯,૮૮૧ માણસની છે. એ તાલુકાનાં ગામ ગાયકવાડ સરકાર તથા સચીણના નવાબના તાબાના મૂલકમાં વેરાતાં છે. સૂરત શહેર તાપી નદીને કાંઠે છે. એમાં ૧,૦૯,૨૨૯ માણસ વસે છે. એમાં કલેકટર, જડ્જ, સબાર્ડિનેટ જડ્જ, મામલતદાર વગેરે અમલદારોની કચેરી છે. બે ધર્માદા દવાખાનાં તથા ગામ સુધરાઈ ખાતું છે. એ શહેરમાં રૂના સંકચા, છાપખાનાં, વર્તમાનપત્રો તથા લાઇબ્રેરીઓ છે. સૂરત શહેર આગળ મોટું બંદર હતું તેમાં વેપાર ઘણો ચાલતો હતો. સંવત ૧૮૯૩ માં મોટી આગ લાગ્યાથી, વેપારનું મથક મુંબઇ થવાથી, તથા વણકર વગેરે કારીગર લોકની રોજી તૂટવાથી શહેરને મોટો ધોકો પહોંચ્યો છે. એ શહેરનો મજબૂત કિલ્લો તાપીના કિનારા પર આવેલો છે. એ કિલ્લાથી તે દિલ્લી દરવાજા સુધી સારો રસ્તો બાંધેલો છે. સૂરતની પાસે તાપી નદીને સામે તીરે રાંદેર છે. એ કસ્બામાં ૧૦,૯૨૬ માણસની વસ્તી તથા ગામ સુધરાઈ ખાતું છે. કતારગામ, ભાઠા, કુંભારીયા કમરા એ મોટાં ગામ છે. સૂરત અને સચીણ એ બે રેલવે સ્ટેશન છે. મુખ્ય નિકાસ—રૂ અને જુવાર.

## ( ૮ ) ઓરપાડ તાલુકો.

એમા ૧૩૩ ગામ તથા ૬૬,૬૬૮ રહેવાશીઓ છે. એની દક્ષિણ હદ ઉપર તાપી અને ઉત્તરે કીમ નદીઓ છે. સીના નદી ભગવાદાંડી આગળ સમુદ્રને મળે છે. ઊનાળામાં તેમાંનું પાણી ઘણું કરીને સૂકાઈ જાય છે. ઇચ્છાપોર અને બીજાં ગામો આગળ ખાડીઓ છે. એનું મુખ્ય ગામ ઓરપાડ છે. એ કસ્બાની વસ્તી ૩,૯૬૦ માણસની છે. એમાં મામલતદારનું

થાણું તથા સબાર્ડિનેટ જડ્જની કચેરી છે. **કુડસદ, ભગવાદાંડી, અડાજણ, સુહાલી, અમરોલી, કોસાડ** અને **વરાછા** મોટાં ગામ છે **સરસ**ની પાસે **સિદ્ધનાથ** મહાદેવની હર વર્ષે જાત્રા ભરાય છે. **મોરા** ગામમાં કૂવાની જાત્રા ભરાય છે. **અમરોલી, સાયણ** અને **કીમ** એ ત્રણ રેલવે સ્ટેશન છે. એની મુખ્ય નિકાસ— જુવાર, રૂ અને ઘઉં.

## ૨. ભરુચ જિલ્લો.

એ જિલ્લાનું ક્ષેત્રફળ ૧,૪૬૩ ચોરસ મૈલ છે. અને તેમાં ૩,૪૧,૪૯૦ માણસ વસે છે. એની હદ્દ–ઉત્તરે **મહી**, પૂર્વે **ગાયકવાડ**નો મૂલક, દક્ષિણે **કીમ** નદી, અને પશ્ચિમમાં **ખંભાત**નો અખાત. એ જિલ્લામાં ઘણું કરીને **નર્મદા**ના મુખ આગળની ભોંય રસાળ હોવાથી ખેતી સારી થાય છે, તેમ ઝાડો પણ પુષ્કળ થાય છે. એમાં નદીઓ પણ ઠીક આવેલી છે. **નર્મદા** ઉપરાંત ઉત્તરમાં **મહી** અને દક્ષિણમાં **કીમ** છે. **ભરૂચ** શહેર બાદ કરીએ તો એ જિલ્લાનો મુખ્ય ઉદ્યમ ખેતી છે. ભરૂચમાં સૂતર કાંતવાના મોટા વરાળથી ચાલતા રેંટીઆ છે, તથા કાપડ વણવાનાં તેમજ કપાસ લોઢવાનાં પણ ઘણાં વરાળયંત્રો છે અને બીજો વેપાર રોજગાર છે. ખેતીની મુખ્ય પેદાસ રૂ છે. એ સિવાય ચોમાસામાં જુવાર, ડાંગર, બાજરી, તુવર અને મગ પાકે છે, અને શિઆળામાં ઘઉં, તલ, વટાણા, ચણા, વાલ, દીવેલી અને તમાકુ થાય છે. આ જિલ્લામાં નીચે લખેલા ૫ તાલુકા છેઃ—

(१) भरुच. (४) आमोद.
(२) अंक्लेश्वर. (५) जंबुसर.
(३) वागरा.

આ પાંચ તાલુકામાં ૪ કસ્બા તથા ૪૦૦ ગામ છે. એ ગામોમાં લોકલ ફંડને ખર્ચે ચાલતી ૨૧૩ નિશાળો છે. તેઓમાં ૧૩,૬૫૫ નિશાળીઆ ભણે છે.* એ જિલ્લામાં એક હાઈસ્કૂલ તથા

---

* આ તાલુકાઓની વિગતવાર હકીકત આપી છે તે ભરૂચ જિલ્લાની નિશાળોને સારૂ છે. બીજા જિલ્લામાં તો માત્ર એમાંના કસ્બા કે મોટાં ગામ ને થોડાં સારૂ શીખવાશે તો બસ થશે.

ચાર આંગ્લો વર્નાક્યુલર સ્કૂલ છે. છોડીઓની નિશાળ ૧૦ છે તેમાં ૧,૧૦૨ છોકરીઓ ભણે છે.

## ( ૧ ) भरुच तालुको.

ભરૂચ શહેરની વસ્તી, બાદ કરતાં આ તાલુકામાં ૭૨,૭૩૮ માણસની વસ્તી, ૧૦૫ ગામ તથા ૬ મોવાડા છે. એમાં નર્મદા છે એ નદી તાલુકાની દક્ષિણે છે. એ ઘણી મોટી અને ઊંડી છે અને એ વડે બહોળો વેપાર ચાલે છે. સાતપુડા પર્વતમાંથી નીકળીને ખંભાતી અખાતને મળે છે. તાલુકાનું મુખ્ય શહેર भरुच છે તે નર્મદા નદીના કાંઠા પર છે. જેમાં ૪૦,૧૬૮ માણસની વસ્તી તથા ગામ સુધરાઈ ખાતું છે. એમાં કલેકટર, સીનિઅર આસિસ્ટંટ જડ્જ, બીજા વર્ગના સબાર્ડિનેટ જડ્જ અને મામલતદારની કચેરી છે. शुकलतीर्थ, झाडेश्वर, निकोरा, शाहाबाद, झणोर, टंकारीआ, पारखेत અને अमलेश्वर, એ મોટાં ગામ છે. હર વરસ શુકલતીર્થમાં જાત્રા ભરાય છે. હર ૧૯ વરસે तवरा અને ભાડભૂતની જાત્રા ભરાય છે.

આ તાલુકામાં ભરૂચ, ચમારગામ અને પાલેજ એ ત્રણ રેલવે સ્ટેશન છે. નર્મદા નદીમાં धंतूरीआ અને कासवा એ બે નાના બેટ છે. તેઓ એ તાલુકાનો છે. ધંતુરીઆમાં માણસ વસે છે. ભરૂચ શહેરમાં છાપખાનાં, વર્ત્તમાનપત્રો, લાઇબ્રેરીઓ અને ૩ કાંતવાનાં તથા વણવાનાં કારખાનાં છે.

## ( ૨ ) अंक्लेश्वर तालुको.

એ પરગણામાં ૧૦૨ ગામ તથા એક મોવાડો છે. એમાં ૭૦,૭૦૩ માણસની વસ્તી છે. ૧. कीम નદી એ પરગણાની દક્ષિણ સીમાએ છે. ૨. उमरावती એ રાજપીપળામાંથી નીકળી માંડવા બુજુર્ગ આગળ નર્મદાને મળે છે. વળી वंठ નામે એક ખાડી છે. મુખ્ય ગામ—૧. अंक्लेश्वर. એમાં મામલતદારની તથા બીજા વર્ગના સબાર્ડિનેટ જડ્જની કચેરીઓ છે. એમાં ૧૦,૬૯૨ માણસની વસ્તી છે. हांसोट એમાં ૪,૪૩૬ માણસની વસ્તી

તથા મહાલકરીની કચેરી તથા ગામ સુધરાઈ ખાતું છે. દીવા, માંડવા બુઝુર્ગ, ઇલાવ, કતપુર, અને સાંસોદરા મોટાં ગામ છે. મુખ્ય નિકાસ—રૂ, જુવાર અને ઘઉં.

## ( ૩ ) વાગરા તાલુકો.

આ તાલુકામાં ૬૫ ગામ તથા ૩૬,૯૩૯ રહેવાશી છે. એમાં એકે નદી નથી, પરંતુ ભૂખી નામે એક ખાડી છે તે વાગરા અને ભરૂચને જુદા પાડે છે. વાગરામાં મામલતદારની તથા સબાર્ડિનેટ જડ્જની કચેરી છે. આ તાલુકાની પશ્ચિમે દેહજબારા નામે મોટો કસ્બો છે તે બંદર છે. ગંધાર, વિલાયત, અને લખીગામ એ મોટામાં મોટાં ગામ છે. મુખ્ય નિકાસ—રૂ, જુવાર, અને ઘઉં.

## ( ૪ ) આમોદ તાલુકો.

આ તાલુકામાં ૫૦ ગામ તથા ૩૮,૪૫૬ માણસની વસ્તી છે. એ તાલુકાની ઉત્તરે ઢાઢર નદી વહે છે. એમાં આછોદ, ગોપાળ રુપારેલ વગેરે ખાડીઓ છે. એના મુખ્ય ગામ આમોદમાં ૫,૦૭૬ રહેવાશી છે. એમાં મામલતદારની કચેરી છે. એ કસ્બા ઉપર તથા તાલુકાનાં ગામો ઉપર એક રાણાનો થોડોક ભાગ છે. કેરવાડા મોટું ગામ છે, તેનો કેટલેક ભાગ તેના ઠાકોરને તાબે છે. આ તાલુકાનું માતર નામે ગામ વાગરા તાલુકાની હદ્દમાં આવેલું છે. સરભોણ, ઇખર, રોજાટંકારીઆ વગેરે મોટાં ગામ છે. મુખ્ય નિકાસ-રૂ, જુવાર અને ઘઉં.

## ( ૫ ) જંબુસર તાલુકો.

આ તાલુકામાં ૮૨ ગામ તથા ૮૨,૩૯૬ માણસની વસ્તી છે. નદીઓ—૧. મહી એ નદી માળવામાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. મહી નદી આ તાલુકાની ઉત્તરે અને ઢાઢર દક્ષિણે છે. ૨. ઢાઢર પણ ખંભાતના અખાતને મળે છે. એનું મુખ્ય ગામ—જંબુસર. એમાં મામલતદાર તથા સબાર્ડિનેટ જડજની કચેરી છે. સબાર્ડિનેટ જડ્જનો અધિકાર આમોદ તાલુકા ઉપર પણ છે. એમાં ૧૨,૦૭૨ માણસની વસ્તી અને ગામ સુધરાઈ ખાતું છે. વસ્તીનો ઘણો ભાગ વેપારીનો છે. જંબુસરથી આશરે નવ મૈલને અંતરે ટંકારીઆ નામે બંદર છે. એમાં ઠીક વેપાર ચાલે છે.

**દેગામ** એ પણ બંદર છે. **ગજેરા, કાવી, વેડચ,** અને **સારોદ** એ મોટાં ગામ છે. મુખ્ય નિકાસ—રૂ, જુવાર, બાજરી, અને ગળી.

## ૨. ખેડા જિલ્લો.

એ જિલ્લાનું ક્ષેત્રફળ ૧,૬૦૯ ચોરસ મૈલ તથા વસ્તી ૮,૭૧,૫૮૯ માણસની છે. એની સીમા—ઉત્તરે **અમદાવાદ** જિલ્લો, **ગાયકવાડ** અને **મહીકાંઠા** એજન્સિનો કેટલોક મૂલક અને રેવાકાંઠા એજન્સિમાંનું **વાડાસિનોરનું** નાનું રાજ્ય. પૂર્વે અને દક્ષિણે **મહી** નદી આવી **પંચમહાલ, ગાયકવાડનો** મૂલક તથા **ભરૂચ** જિલ્લાથી તેને જુદો પાડે છે; અને પશ્ચિમે **ખંભાતનું** સંસ્થાન તથા **અમદાવાદ** જિલ્લો છે.

દેશ ચપટો અને ઝાડોથી ભરપૂર છે. ખેતી પણ સારી છે. ઈશાન કોણમાં એ લગીર ઊંચો છે; ત્યાં જમીન ઓછાં ઝાડવાળી અને ઓછી રસાળ છે. દેશનું પાણી ઘણું કરીને **મહી** તરફ વહે છે. એમાં મોટી નદી **મહી** છે. એ **ખંભાતી** અખાતને મળે છે. ૨. **વાત્રક** એ **સાબરમતીને** મળે છે. ૩. **મેશ્વો** એ **વાત્રકને** મળે છે. ૪. **શેઢી** એ **વાત્રકને** મળે છે. ૫. **મોહોર** એ શેઢીને મળે છે. ૬. **ખારી** આ નદીનો માર્ગ **સાબરમતી** અને મેશ્વો એ બેની વચ્ચે છે. એ જિલ્લામાં બાજરી, કોદ્રા, ડાંગર જુવાર, શેરડી, બાવટો, તમાકુ, વગેરે પાકે છે. બાજરી અને તમાકુ પુષ્કળ પાકે છે, અને પરદેશ મોકલવામાં આવે છે. **આણંદ** અને **નડીઆદ** પરગણામાં સર્વે બાગાયત પાક થાય છે. કપડવણજમાં સાબુ અને કાચનાં કારખાનાં છે. **નડીઆદમાં** સરકારી હાઇ સ્કૂલ તથા ખેડામાં પહેલા વર્ગની આંગ્લો વર્નાક્યુલર સ્કૂલ છે. અને મ્યુનિસિપાલિટીવાળાં મોટાં ગામમાં એકેક બીજા વર્ગની આંગ્લો વર્નાક્યુલર સ્કૂલ છે. આ જિલ્લામાં હલકા દરજ્જાની ૨૧૬ નિશાળો છે. તેઓનું ખર્ચ લોકલ ફંડ તથા મ્યુનિસિપાલ ફંડમાંથી કરવામાં આવે છે. એ નિશાળોમાં ૨૨.૭૧૫ છોકરા ભણે છે. એ જિલ્લામાં એક હાઇ સ્કૂલ અને એક પહેલા વર્ગની આંગ્લો વર્નાક્યુલર સ્કૂલ છે. છોડીઓની નિશાળો ૨૮ છે. તેમાં ૨,૧૯૩ છોકરીઓ ભણે છે.

એ જિલ્લામાં રેલવે છે. તેની એક શાખા આણંદથી દોહદ સુધી જાય છે. એ જિલ્લાના મુખ્ય ગામ મોટા કસ્બા છે.

ખેડા જિલ્લામાં નીચે લખેલા ૭ તાલુકા છે;—

( १ ) कपडवणज.
( २ ) ठासरा.
( ३ ) नडीआद.
( ४ ) महेमदाबाद.
( ५ ) मातर.
( ६ ) आणंद.
( ७ ) बोरसद.

એમાં ખેડા, મહુધા, અને ઉમરેઠ એ ત્રણ પેટા તાલુકા છે. આ તાલુકાઓમાં ૧૦ કસ્બા તથા ૫૭૩ ગામો છે.*

## ( १ ) कपडवणज तालुको.

આ તાલુકામાં ૮૮ ગામ તથા ૧,૦૧,૫૨૭ માણસની વસ્તી છે. એમાં ૧. मोहोर નદી કપડવણજ તથા કઠલાલ પાસે વહે છે; ૨. वात्रक એ અપરૂજીના ગામ પાસે વહે છે. એ બંને નદીઓ ઉત્તરથી દક્ષિણમાં વહે છે. ૩. वरासी એ નાની નદી કપડવણજ આગળ મોહોરને મળે છે. એના મુખ્ય ગામ कपडवणजમાં મામલતદાર તથા સબાર્ડિનેટ જડ્જની કચેરી છે. એના કેટલાક રહેવાસીઓ ઘણા દ્રવ્યવાન છે. એમાં ૧૪,૮૦૫ માણસની વસ્તી છે. એમાં સુધરાઈ ખાતું, પુસ્તકશાળા, છોડીઓની નિશાળ તથા દવાખાનું છે. વળી કાચ અને સાબુ બનાવવાનાં કારખાનાં છે. એ વસ્તુઓ મુંબઈ તથા બીજે ઠેકાણે પુષ્કળ મોકલવામાં આવે છે. એ બંને કારખાનાંમાં સુધારો કરવાની જરૂર છે. સુધારો કરી હાલ બને છે તેથી ઊંચી જાતના કાચ અને સાબુ બનાવે તો ખપત વધે. એ તાલુકામાં आंत्रोली, कठलाल, छीपडी, तोरणा, लसुंद्रा, વગેરે મોટાં ગામ છે. लसुंद्राમાં ઊના પાણીના કુંડ છે. તાલુકામાં મુખ્ય નિકાસ—બાજરી અને કોદ્રા કાચ તથા સાબુ છે.

---

* આ તાલુકાઓની વધારે હકીકત આપી છે તે ખેડા જીલ્લાની નીશાળોને સારૂ છે. બીજી નીશાળોમાં માત્ર મોટા કસ્બા કે બહુ મોટાં ગામ ને ચોડા સારૂ શીખવવો.

## ( ૨ ) ઠાસરા તાલુકો.

આ તાલુકામાં ૯૭ ગામ તથા ૯૫,૬૧૨ માણુસની વસ્તી છે. ૧. મહી નદી એ તાલુકાની ઉત્તરે છે. ૨. શેઢી ઉત્તરે આવેલા ડુંગરામાંથી નીકળી ઠાસરા તથા ડાકોર પાસે થઈ નડીઆદ તાલુકામાંના અરજનકોટ ગામ આગળ મોહોરને મળે છે. એ સિવાય ગળતી, વગેરે નાની નદીઓ છે, એનું મોટામાં મોટું ગામ ડાકોર છે; તેમાં ૯,૪૮૭ માણુસ વસે છે, ને રણછોડજીનું મોટું મંદિર તથા ગોમતી નામે તળાવ છે. દરેક પૂનમે ઘણા લોકો રણછોડજીનાં દર્શન કરવા જાય છે. આસો સુદ પૂનમે તથા આશાડ સુદ બીજની રથ જાત્રાએ આશરે લાખ માણુસ એકઠું થાય છે. એમાં ગામ સુધરાઈ ખાતું, પુસ્તકશાળા, તથા દવાખાનું છે. મામલતદારની કચેરી ઠાસરામાં છે. એ ગામની વસ્તી ૩,૮૧૭ માણુસની છે. એ તાલુકામાં ડાકોર, ઠાસરા અને પાલી એ ત્રણ રેલવે સ્ટેશન છે. જનોડ, પડાળ, કાલસર વગેરે મોટાં ગામ છે. એની મુખ્ય નિકાસ—બાજરી, ડાંગર અને બાવટો છે.

## ( ૩ ) નડીઆદ તાલુકો.

એમાં ૯૩ ગામ તથા ૧,૭૧,૦૮૪ માણુસની વસ્તી છે, ૧. શેઢી એ આ તાલુકામાં થઈ ખેડા આગળ વાત્રકને મળે છે. ૨. મોહોર એ કપડવણજ તાલુકામાં થઈ અરજનકોટ આગળ શેઢીને મળે છે. ૩. લુણી એ કોટ આગળ શેઢીને મળે છે. એના મુખ્ય ગામ નડીઆદમાં ૨૯,૦૪૮ માણુસની વસ્તી છે. એમાં સબાર્ડિનેટ જડ્જ તથા મામલતદારની કચેરીઓ છે. એ રેલવે સ્ટેશન છે અને એમાં ગામ સુધરાઈ ખાતું, હાઈ સ્કૂલ છોડીઓની નિશાળ, પુસ્તકશાળા અને દવાખાનું છે. એમાં ધર્મશાળા તથા તળાવો છે. મહુધા (વસ્તી ૯,૪૩૬), અલીણા, ચુણેલ, મોહોલેલ, ઉત્તરસંડા, ચકલાસી (એમાં ૮,૧૦૭ માણુસની વસ્તી છે), નરસંડા, ડભાણ, વગેરે મોટાં ગામ છે. મહુધામાં અંગ્રેજી નિશાળ તથા સુધરાઈ ખાતું છે. મહુધા અને કઠલાલ પાસે થઈ નડીયાદથી કપડવણુજ જવાનો મોટો રસ્તો બાંધેલો છે. આ તાલુકાના વડતાલ ગામમાં સ્વામીનારાયણનું મોટું મંદિર છે. મુખ્ય નિકાસ—બાજરી, કોદ્રા, તમાકુ, જીરૂં, તલ અને રૂ છે.

## ( ૪ ) મહેમદાવાદ તાલુકો.

આ તાલુકામાં ૯૦ ગામ તથા ૯૨,૩૬૭ માણસની વસ્તી છે. એમાં ૧ ખારી નદી સાબરમતી અને મેશ્વોની વચ્ચે વહે છે. ૨. વાત્રક મહેમદાવાદ તથા ખેડા પાસે થઈ પાલ્લા આગળ સાબરમતીને મળે છે. ૩. મેશ્વો દેદરડા આગળ વાત્રકને મળે છે. અને ૪. શેઢી આ તાલુકાની દક્ષિણે છે તે ખેડા આગળ વાત્રકને મળે છે. વાત્રક અને શેઢીના સંગમ ઉપર ખેડા છે, એમાં ૧૦,૧૦૧ માણસ વસે છે. તથા એમાં કલેકટર, સબાર્ડિનેટ જડ્જ તથા સિવિલ સર્જન એ અધિકારિઓ રહે છે; વળી એમાં પુસ્તકશાળા, સિવિલ હાસ્પિટલ, ગામ સુધરાઈ ખાતું, આંગલો વર્નાકિયુલર સ્કૂલ, તથા છોડીઓની નિશાળ છે. ખેડાથી મહેમદાવાદના રેલવે સ્ટેશન સુધી રસ્તો બાંધેલો છે. ખેડાને ફરતો કોટ છે. મહેમદાવાદ પણ મોટું ગામ છે. ગૂજરાતના પાદશાહ મહંમદ બેગડાએ વસાવ્યું તે ઉપરથી મહેમદાવાદ નામ પડયું છે. એમાં ૭,૮૪૨ માણસની વસ્તી છે. એમાં મામલતદારની કચેરી, ગામ સુધરાઈ ખાતું અને રેલવે સ્ટેશન છે. એમાં અંગ્રેજી તથા ગૂજરાતી નિશાળો, કન્યાશાળા, રીડિંગ રૂમ, તથા દવાખાનું છે. ભમરીઓ નામે કુવો તથા તેની પડોસમાં વાત્રક નદીના કાંઠાપરનો રોજો એ બે જોવા લાયક છે. એ પરગણામાં સિહુજ, મહીજ, સરસવણી, કનીજ, રુદણ, વગેરે મોટાં ગામ છે. મહેમદાવાદમાં અગાઉ બાસતો બનતો હતો તે ઘણો વખણાતો. એ તાલુકાની મુખ્ય નિકાસ—બાજરી, ડાંગર, કોદ્રા, શેરડી અને પારિજાતકનાં ફૂલ છે.

## ( ૫ ) માતર તાલુકો.

એ તાલુકામાં ૮૧ ગામ તથા ૭૯,૦૮૦ માણસની વસ્તી છે. ૧. સાબરમતી નદી એ આ તાલુકાની પશ્ચિમ સીમાએ છે. ૨. વાત્રક એ આ તાલુકામાં થઈ પાલ્લા આગળ સાબરમતીને મળે છે. એમાં મોટામાં મોટું ગામ માતર છે. તેમાં ૪,૬૪૨ માણસની વસ્તી છે. ત્યાંના વાણીઆ પૈસાદાર છે. એમાં મામલતદારની કચેરી છે. રઢુ, લિંબાસી, ત્રાજ વગેરે મોટાં ગામ છે, તાલુકાની મુખ્ય નિકાસ—બાજરી, ઘઉં, કોદ્રા, ડાંગર, તથા કસુંબી છે.

## ( ૬ ) આણંદ તાલુકો.

આ તાલુકામાં ૭૪ ગામ તથા ૧,૬૯,૭૬૬ માણસની વસ્તી છે. મહી નદી એ આ તાલુકાની પૂર્વ સીમાએ છે. એમાં મોટામાં મોટું ગામ ઉમરેટ છે. તેમાં ૧૫,૬૩૮ માણસની વસ્તી છે. એ રેલવેનું સ્ટેશન તથા તેમાં અંગ્રેજી નિશાળ અને સબાર્ડિનેટ જડ્જની કોર્ટ છે. વસ્તીનો ઘણો ભાગ ખેડાવાળ બ્રાહ્મણ અને ખડાયતા વાણીઆનો છે. એમાં પુસ્તકશાળા તથા છોડીઓની નિશાળ છે. ઉમરેઠથી ઉતરનું બીજું ગામ આણંદ છે. એની વસ્તી ૯,૨૧૪ માણસની છે. તેમાં મામલદારની કચેરી છે. રેલવેની ડાકોરની શાખા એ સ્ટેશને મળે છે, પરગણામાં નાપાડ, કરમસદ, ઓડ ( ૮,૦૮૨ માણસની વસ્તી ), સારસા (વસ્તી ૫,૩૭૭) વોરિઆવી, સામરખા ( એની વસ્તી ૬,૧૧૪ છે ). ચિખોદ્રા, થામણા, સંડલપુર વગેરે મોટાં ગામ છે. વાસદ એ રેલવે સ્ટેશન છે, તેની પાસે મહી નદી ઉપર મોટો પૂલ છે તે જોવાલાયક છે, તાલુકાની મુખ્ય નિકાસ—તમાકુ, કોદ્રા, રૂ, અને બાજરી છે.

## ( ૭ ) બોરસદ તાલુકો.

આ તાલુકામાં ૯૦ ગામ તથા ૧,૬૨,૧૪૩ માણસની વસ્તી છે, મહી નદી આ તાલુકાની પૂર્વ અને દક્ષિણ સીમા છે, અને તે ઉમેટા તથા દેહેવાણ આગળ થઈ ખંભાતના અખાતને મળે છે. મુખ્ય ગામ બોરસદમાં ૧૨,૧૫૯ માણસની વસ્તી છે અને મામલતદાર તથા સબાર્ડિનેટ જડ્જની કચેરી છે. એમાં છોડીઓની નિશાળ અને દવાખાનું છે. આંકલાવ ( વસ્તી ૫,૭૭૬ ), ભેટાસી, વીરસદ, અલારસા, રાસ, દાવોલ, દેહેવાણ, સુણાવ, વિપળાવ વગેરે બીજાં મોટાં ગામ છે. આ તાલુકાનાં ગાંમો એક જથે નથી, પરંતુ ગાયકવાડના તથા ખંભાતના નવાબના રાજ્યમાં વેરાતાં છે. એની મુખ્ય નિકાસ–બાજરી, ડાંગર, તમાકુ, ગળી, સૂખડ અને જીરૂં છે.

## ૪. પંચમહાલ.

એનું ક્ષેત્રફળ ૧,૬૧૩ ચોરસ મૈલ તથા વસ્તી ૩,૧૩,૪૧૭ માણસની છે. હાલમાં પંચમહાલ ખાતે અલાયદો કલેક્ટર નીમ્યો

છે તે ગવર્નર તરફનો **પંચમહાલ** અને રેવાકાંઠાનો એજંટ પણ છે એ અધિકારી સરકારી ઊપજ ખર્ચનો હિસાબ રાખે છે.

**બારીઆની** રાજ્ય વડે **પંચમહાલના** બે વિભાગ થયલા છે. નૈર્ઋત્ય કોણના ભાગની ઉત્તરે **લુણાવાડા**, **સુંથ** અને **સંજેલી** આવેલાં છે; પૂર્વે **બારીઆનું** રાજ્ય, દક્ષિણે **ગાયકવાડનો** મૂલક, અને પશ્ચિમે **ગાયકવાડનો** મૂલક તથા **મહી** નદી છે. એ નદી ખેડા જિલ્લાથી એને જુદો પાડે છે. ઇશાન કોણના ભાગની ઉત્તરે **કિરોલી** અને **કિશનગઢનાં** રાજ્ય, પૂર્વે **માળવાનો** પશ્ચિમ ભાગ અને બનાસ નદી, દક્ષિણે **માળવાનો** પશ્ચિમ ભાગ અને પશ્ચિમે **સુંથ**, **સંજેલી**, અને **બારીઆ** છે. મોટી નદીમાં માત્ર **મહી** છે. ઈશાન કોણનો ભાગ વધારે રસાળ અને ખેડાયલો છે. દેશ મોટાં ઝાડ વગરનો છે, અને **પાવાગઢના** ડુંગરા (ઊંચાઇ બે હજાર ફુટ) સિવાય સપાટ છે. ઉત્તરે કેટલીક રસાળ ખીણ છે, પરંતુ ઘણું કરીને જમીન ઊંચી નીચી અને વેરાન છે, તથા ખેતીની હાલત સારી નથી. એ દેશમાં ખેતી સિવાય બીજો ઉદ્યમ થોડોજ છે. મુખ્ય નિકાસ—ઘઉં, ડાંગર, બાજરી, મકાઈ, ચણા, અને બીજું ધાન્ય છે. તલ અને મહુડાં પુષ્કળ પાકે છે. એ દેશમાં ત્રણ તાલુકા, બે પેટા મ્હાલ, ૪ કસ્બા, તથા ૬૫૨ ગામ છે. એ તાલુકા નીચે પ્રમાણે છે:—

| તાલુકા. | મુખ્ય ગામ. |
|---|---|
| ગોધરા. | ગોધરા. અને સેહેરા. |
| કાલોલ. | કાલોલ, હાલોલ અને વેજલપુર. |
| દાહોદ. | દાહોદ અને ઝાલોદ. |

એ દેશ આગળ **સિંધીઆના** તાબામાં હતો તે વેળા માઠી દશામાં હતો. ઇંગ્રેજ સરકાર એને સુધારે છે. **દાહોદમાં** ૧૨,૯૩૫ અને ગોધરામાં ૧૪,૬૯૧ માણસની વસ્તી છે. એમાં ૯૮ નિશાળો છે ને તેમાં ૫,૧૪૨ નિશાળીઆ ભણે છે. **પંચમહાલમાં** ૨૦ ગામડી નિશાળો છે તેઓમાં ૮૧૮ નિશાળીઆ ભણે છે. છોડીઓની નિશાળો ૬ છે. તેમાં ૪૧૫ છોકરીઓ ભણે છે. **ગોધરા** અને **દાહોદમાં** સબાર્ડિનેટ જડ્જ અને મામલતદારની કચેરીઓ છે.

## ૫. अमदावाद जिल्लो.

આ જિલ્લો ગૂજરાતના બીજા જિલ્લાઓની ઉત્તરે છે. એનું ક્ષેત્રફળ ૩,૯૪૯ ચોરસ મૈલ છે, ને એની વસ્તી ૯,૨૧,૭૧૨ માણસની છે. એની દક્ષિણે તથા પશ્ચિમે કાઠીઆવાડ, ઉત્તરે ગાયકવાડનો મૂલક, અને પૂર્વે તથા અગ્નિકોણમાં ખેડાજિલ્લો, ખંભાતનું સંસ્થાન અને ખંભાતી અખાત. એમાં મુખ્ય નદી સાબરમતી છે. તે ઇશાન કોણમાં આરાવલી ડુંગરના છેડા પાસેથી નીકળીને નૈર્ઋત્ય કોણ તરફ વહી ખંભાતી અખાતને મળે છે. ઉત્તર ભાગમાં નીચા ડુંગરા આવેલા છે, તથા ઘોઘા તાલુકામાં કેટલાક ડુંગરા છે, પરંતુ બાકીનો મૂલક સપાટ મેદાન છે. જિલ્લાના ઘણા ખરા ભાગમાં ખેતી સારી ચાલે છે. ગામડાંમાં મુખ્ય ઉદ્યમ ખેતી છે. અમદાવાદ શહેરમાં પુષ્કળ રેશમનાં, સૂતરનાં અને કસબનાં કારખાનાં છે. વરાળ યંત્રથી ચાલતા રેંટીઆ છે તેથી પણ ઘણા માણસોને રોજી મળે છે. જિલ્લાની નિકાસ—બાજરી, જુવાર, ચણા, રૂ, ડાંગર, થોડોક તમાકુ, શેરડી, આદુ, ગળી, તલ અને દીવેલી છે. રૂ અને ધાન્ય મુંબઇ ખાતે પુષ્કળ મોકલવામાં આવે છે. કસબી, રેશમી અને સુતરાઉ કાપડ આસપાસના મૂલકમાં જાય છે. જિલ્લામાં ૨૩૨ ગૂજરાની નિશાળ છે તેમાં ૨૦,૬૯૭ નિશાળીઆ ભણે છે. આઠ પહેલા વર્ગની આંગ્લો વર્નાક્યુલર સ્કૂલ તથા છોડીઓની નિશાળ ૩૮ છે તેમાં ૩,૬૦૯ છોકરીઓ ભણે છે.

અમદાવાદ શહેરમાં એક આર્ટ્સ કૉલેજ, એક મેડિકલ સ્કૂલ, ત્રણ હાઇ સ્કૂલ, એક મિડલ્ સ્કૂલ એટલે આંગ્લો વર્નાક્યુલર સ્કૂલ, બે ટ્રેનિંગ કૉલેજો, વીસ છોકરાની શાળા, પાંચ કન્યા શાળા, ત્રણ લાઇબ્રેરીઓ, ચાર ધર્માદા દવાખાનાં તથા કેટલાંક છાપખાનાં અને સાત વારીઆં વર્તમાનપત્રો છે.

બુદ્ધિ પ્રકાશ નામે માસિક ચોપાનિયું ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી પ્રગટ થાય છે. અમદાવાદ જિલ્લામાં નીચે લખેલા ૭ તાલુકા છેઃ—

| | |
|---|---|
| ( १ ) प्रांतीज. | ( ३ ) धोलका. |
| ( २ ) वीरमगाम. | ( ४ ) दसक्रोइ. |

( ૫ ) धंधुका. ( ૭ ) साणंद.

( ૬ ) घोघा.

પાટડી અને મોડાસા એ પેટા તાલુકા છે.

આ તાલુકાઓમાં ૧૮ કસ્બા તથા ૮૩૯ ગામો છે*. એ જિલ્લામાં ૮૬ ગામઠી નિશાળો છે; તેઓમાં ૩,૭૯૯ નિશાળીઆ ભણે છે.

## ( ૧ ) प्रांतीज तालुको.

આ તાલુકામાં ૧૫૯ ગામ તથા ૧,૧૬,૧૪૦ માણુસની વસ્તી છે. એનો વિસ્તાર ઘણો હોવાથી એમાં એક પેટા મહાલ કર્યો છે. મામલતદારની કચેરી પ્રાંતીજમાં છે અને મહાલકરીની કચેરી મોડાસામાં છે. પ્રાંતીજની પશ્ચિમે ૧. साबरमती અને ૨. हाथमती નદીઓ છે. તેઓ વાયવ્ય કોણમાં વહે છે. ૩. वात्रक એ બાયડ અને ગાબટ પાસે થઇને વહે છે. ૪. माजूम એ મોડાસાની પાસે છે. ૫. मेश्वो એ હરમોલની પાસે છે. ૬. खारी એ દેશાસણ, લાલપુર અને બીજા ગામો પાસે થઇને વહે છે. પ્રાંતીજની પાસે બોખ નામે ઘણા મૈલ લાંબો ખાડો છે. અગાઉ હાથમતી એમાં વહેતી, પરંતુ એવું કહેવાય છે કે અમદાવાદના રહેવાસીઓને વધારે પાણી પૂરૂં પાડવા માટે મહમદ સુલતાન હાથમતી નદીના એક કાંઠાથી બીજા કાંઠા સુધી બંધ બાંધીને તેનો વહેવાનો માર્ગ અટકાવી સાબરમતીમાં વાળી લીધી. મુખ્ય ગામ प्रांतीज છે. ને તેમાં ૮,૭૭૬ માણસની વસ્તી છે. मोसाडामां ૬,૯૬૫ માણસની વસ્તી છે. એ બંને ગામમાં ગામ સુધરાઈ ખાતું છે. ओराण, गाबट, धनसुरा, चोइला, देहमाइ વગેરે બીજાં મોટાં ગામ છે. આ તાલુકામાં ૪૩ મહેવાસી ગામડા છે. અગાઉ મહેવાસી લોકો લૂટફાટ અને ચોરી કરતા હતા, તથા ભાગ્યેજ જમાબંદી આપતા, પરંતુ ઈંગ્રેજ સરકારના બંદોબસ્તથી તેમનું જોર નરમ પડયું છે. મોડાસા મહાલમાં ડુંગરો અને જંગલો છે તેમાં સાગ અને બીજાં ઝાડો ઊગે છે. મુખ્ય નિકાસ—બાજરી, ચણા, મઠ, તલ, જવ, મકાઈ, રતાળુ, તથા વરીઆળી.

---

* આ તાલુકા વિષે વિશેષ હકીકત આપી છે તે અમદાવાદ જિલ્લાની નિશાળોને માટે છે. બીજી નિશાળોમાં માત્ર એના કસ્બા કે બહુ મોટાં ગામ તથા સહજ બીજી હકીકત શીખવવી.

## ( ૨ ) વીરમગામ તાલુકો.

આ તાલુકામાં ૧૫૭ ગામ તથા ૧,૫૨,૦૨૨ માણસની વસ્તી છે. એમાં એકે જાણવા લાયક નદી નથી, પણ માંડળ તથા ગોરેયા પાસે ખારા પાણીના નાના વહેળા છે. એમાં સૌથી મોટું ગામ વીરમગામ છે, ને તેની વસ્તી ૨૩,૨૦૯ છે. કોટની બહાર મુનસર અને ગંગાસર નામે બે તળાવ છે તેમાં ગંગાસર ઘણું મોટું છે. લોકો કહે છે કે પાટણના મહારાજ સિદ્ધરાજ જેસિંગે એ તળાવ બંધાવ્યું છે. આ કસ્બામાં દરજીઓ ઘણા છે. તેઓ રૂના ડગલા, પંખા, સૂજની વગેરે સારાં બનાવે છે. એ ગામમાં દેસાઈઓ રહે છે તથા ગામ સુધરાઈ ખાતું, મામલતદાર, તથા સબાર્ડિનેટ જડ્જની કચેરીઓ છે. એમાં સૂતર કાંતવાનો તથા વણવાનો સકચા તથા કપાસ લોઢવાનાં વરાળથી ચાલનારા કારખાનાં જોવા લાયક છે. એમાં પાટડી તથા માંડળ એ મોટા કસ્બા છે. પાટડમાં ૬,૭૨૭ તથા માંડળમાં ૮,૦૩૦ માણસની વસ્તી છે. પાટડી તથા માંડળ કસ્બા ઠાકોરના તાબામાં છે તેને દેસાઈ કહે છે. ખારાઘોડામાં મીઠું પાકે છે, માટે કસ્ટમ ખાતાના અધિકારીઓ ત્યાં રહે છે. અહિં જે મીઠું પાકે છે તેને વરાગડું મીઠું કહે છે, અને તે મુંબઈ ઈલાકામાં સૌથી સરસ મીઠું છે. દેત્રોજ, ઓગણ, ગોરૈયા, રામપુરા, અને સીતાપુર એ મોટાં ગામ છે. પહેલાં એ તાલુકામાં કોળી લોક લૂંટફાટ કરતા, પરંતુ હાલમાં ઇંગ્રેજ સરકારના બંદોદસ્તથી તેઓ ઝાઝો ઉપદ્રવ કરી શકતા નથી. આ તાલુકાનાં કેટલાંક ગામ કાઠીઆવાડ એજન્સિમાં અને કેટલાંક ગાયકવાડના મૂલકમાં આવેલાં છે. પાટડી અને વીરમગામ એ બે રેલવે સ્ટેશન છે. મુખ્ય નિકાસ—બાજરી, ઘઉં અને જુવાર.

## ( ૩ ) ધોળકા તાલુકો.

આ તાલુકામાં ૧૧૮ ગામ તથા ૧,૧૮,૨૩૭ માણસની વસ્તી છે. તાલુકાની જમીનનો ઘણો ભાગ તાલુકદારોનો છે, અને થોડો ઇંગ્રેજ સરકારનો ખાલસા છે. આ તાલુકદારોના હાથમાં અમલ નથી. કેટલાક તાલુકદારોને ગરાશીઆ કહે છે, અને કેટલાકને કસ્બાતી કહે છે. કોઠ તથા સાણંદના ઠાકોર અને ગાગડના

ઠાકોર એ બે મુખ્ય **તાલુકદાર** છે. તે સિવાય તેમના ભાયાત નાના તાલુકદાર છે. મુખ્ય કસ્બાતીઓ ધોળકામાં રહે છે. **તાલુ**-કાની પશ્ચિમે દુર્ગી, મેણી, અને બીજાં ગામો પાસે **નળ** નામે તળાવ છે તેનું પાણી ખારૂં છે તથા પીવાના કામમાં આવતું નથી. એ તળાવમાં રાડાં પુષ્કળ થાય છે તેને લોકો ઘરનાં છાપરાં બનાવવાના કામમાં વાપરે છે. એનાં મૂળીઆંનો રોટલા બનાવવાને લોટ કરે છે; એને ખીર કહે છે. **ધોળકા** મુખ્ય ગામ છે. એમાં ગામ સુધરાઈ ખાતું, મામલતદાર તથા સબાર્ડિનેટ જડ્જની કચેરી છે. એ કસ્બો છે ને એક મૈલ લાંબો છે. પરંતુ બહુ પહોળો નથી. એમા ૧૬,૪૯૪ માણસની વસ્તી છે. એમાં બે મોટાં અને સારાં તળાવ છે, તેમાંના એકના તીર ઉપર પડી ગએલી મસીદ છે. એની હવા શરદ્ ઋતુમાં સારી નથી. ચોમાસાની આખરે લોકોને તાવ આવે છે તે માહ તથા ફાગણ ( ફેબ્રુઆરી અને માર્ચ ) સુધી રહે છે. કોઠમાં રાજાનું દરબાર છે. **બાવળા**, **ચલોડા**, **ગાંગડ**, **બદરખા**, **સરોડા** વગેરે મોટાં ગામ છે. **ધો**ળકામાં દવાખાનું છે તેથી લોકોને બહુ સુખ થયું છે. એમાં **લી**લાધર પુસ્તકશાળા પણ છે. **સાબરમતી** અને **વાત્રક**ના સંગમ ઉપર **વૌઠા** ગામ છે તેમાં હર વરસ કાર્તકી પૂનમે મેળો ભરાય છે. એ વેળા આસપાસનાં ગામોમાંથી ઘણા લોકો ત્યાં એકઠા થાય છે. **ચલોડા** પાસે **ચંડીસર** ગામ છે, ત્યાં ભાદરવા સુદ ૧૧ ને દિવસે ચંડીનાથ મહાદેવની જાત્રા ભરાય છે. એ તાલુકાની મુખ્ય નિકાસ—ઘઉં, ચણા, જુવાર, આદુ, કેળાં, દાડેમ, અને શેરડી છે.

## ( ૪ ) दसक्रोई तालुको.

આ તાલુકામાં ૧૩૫ ગામ તથા **અમદાવાદ** શહેરની વસ્તી બાદ કરતાં ૧,૪૭,૫૭૫ માણસની વસ્તી છે. ૧. **સાબરમતી** નદી ઉત્તરથી દક્ષિણમાં વહે છે. ૨. મેશ્વો, એ તાલુકાની પૂર્વ સીમાએ છે. ૩. ખારી, એ **સાબરમતી** અને **મેશ્વો** એ બેની વચ્ચે વહે છે. આ તાલુકામાં **અમદાવાદ** શહેર **સાબરમતી**ને કાંઠે છે. તે સને **૧૪૧૧** માં **સુલતાન મહંમદે** બંધાવ્યું હતું. એ ગૂજરાતનું મુખ્ય

શહેર ગણાય છે અને કેમ્પ સાથે એમાં ૧,૪૮,૪૧૨ માણુસની વસ્તી છે. એમાં મ્યુનિસિપાલિટી તથા કલેકટર, જડ્જ, સબાર્ડિનેટ જડ્જ અને બીજા સરકારી અધિકારીઓની કચેરીઓ છે. એમાં દ્રવ્યવાન વેપારીઓ તથા શાહુકારો રહે છે. અહિંની કેટલીક કારિગરીઓ વખણાય છે. શહેર પાસે પાયદળ તથા તોપકાનું છે, મહંમદશાહે તથા બીજા મોટા મુસલમાનોએ બંધાવેલી મસીદો સુંદર, મોટી અને જોવાલાયક છે. તેમાં મુખ્ય જુમામસીદ છે. હાલ ઇંગ્રેજ સરકાર તેઓનું રક્ષણ કરે છે. ત્રણ દરવાજા, ભદ્ર, મિશન સ્કૂલ ટ્રેનિંગ કૉલેજ, નદીપરનો પૂલ, સ્વામી નારાયણનું મંદિર તથા બીજી સરસ ઇમારતો છે. શહેરમાં લૂગડાં વણવાનાં તથા રંગવાનાં કારખાનાં જોવા લાયક છે. મશરૂ તથા કિનખાબનાં લૂગડાં ઘણાં સરસ વણાય છે. વળી ઘણી જાતનાં રેશમી કાપડ તથા રેશમી કોરનાં ધોતીઆં પુષ્કળ બને છે. વરાળયંત્રથી ચાલતા સૂતર કાંતવાના તથા વણવાના મોટા સકંચા છે. ભોંયમાં દાટેલા નળ વડે લોકને મીઠું પાણી પૂરૂં પાડવામાં આવે છે. વરાળયંત્ર વડે એ પાણી નદીમાંથી લાવે છે. શહેરની પાસે નીચે લખેલી ઇમારતો વગેરે જોવા લાયક છે:—

કાંકરીયું તળાવ, શાહઆલમનો રોજો, માતા ભવાનીની વાવ, દાદા હરીની વાવ, અડાળજની વાવ, મલેક સાબાતનું તળાવ, વટવાનો રોજો, પીરાણાનો રોજો, શાહીબાગ મહેલ, હઠીસંગના દેવલ તથા બંગલો.

આ તાલુકામાં કુંવારસદ, વટવા, કુહા, નરોડા બારેજા, જેતલપુર વગેરે મોટાં ગામ છે. અમદાવાદમાં અને સાબરમતીને સામે કાંઠે રેલવે સ્ટેશન છે. તાલુકાની મુખ્ય નિકાસ—બાજરી, જુવાર, શેરડી, ડાંગર, તમાકુ, અને કઠોળ છે.

## ( ૫ ) ધંધુકા તાલુકો.

આ તાલુકામાં ૧૪૦ ગામ તથા ૧,૨૪,૯૪૦ માણુસની વસ્તી છે. આ તાલુકામાં ઇંગ્રેજના તાબાનાં ખાલસા ગામ માત્ર ૧૩ છે, બાકીનાં તાલુકદારોનાં છે. આખા ગૂજરાતમાં એ મોટામાં મોટો તાલુકો છે. એની નદીઓ—૧. ભાદર અને ૨. ગોમા. એ બે નદીઓ કાઠીઆવાડમાં ઉત્પન્ન થઇ રાણપૂર આગળ મળે છે,

અહિં એકઠી થએલી નદીઓ નાગનેશ તથા ધંધુકા આગળ થઇ ઓંકારને મળે છે અને ત્યાંથી ભોગાવામાં મળે છે. ૩. નીલકા ૪. ઉતાવળી એ બરવાળા પાસે વહે છે. એનાં મુખ્ય ગામ.—ધંધુકા એમાં મામલતદાર તથા સબાર્ડિનેટ જડ્જની કચેરીઓ તથા ગામ સુધરાઈ ખાતું છે. એમાં ૯,૫૭૩ માણસની વસ્તી છે. ધોલેરા બંદરમાં ૧૦,૦૮૮ રહેવાશીઓ છે. એ બંદરેથી પહેલાં ઉત્તર ગૂજરાતનું રૂ તથા બીજો માલ પરદેશ મોકલવામાં આવતો. આ તાલુકામાં બરવાળા (વસ્તી ૪,૯૯૯) રાણપુર (વસ્તી ૫,૯૫૪ અને ખસ મોટાં ગામ છે. ધોળેરામાં ને ધંધુકામાં દવાખાનાં છે તેથી લોકોને ઘણું સુખ થયું છે. વળી ઘોળેરામાં કસ્ટમ ખાતાનો અમલદાર વગેરે સરકારી અધિકારીઓ છે. આ તાલુકાનું ગાંફ નામે ગામ તાલુકદારનું છે. નીકલા નદી પર આવેલા ભીમનાથમાં શ્રાવણ વદ અમાસને દિવસે મેળો ભરાય છે. ત્યાં ઘણાં લોકો ભેગા થાય છે.

આ તાલુકામાં કેટલેક સ્થળે તેમાં વિશેષ કરીને ઘોળેરામાં પાણીની બહુ તંગાસ પડે છે. રાણપુરમાં જૂનો પડી ગયલો કિલ્લો છે. લુટ કરનારા કાઠીઓનો બંદોબસ્ત રાખવાને પહેલાં ત્યાં ઘોડેસવારનું લશ્કર રહેતું. એની નિકાસ—રૂ, જુવાર અને ઘઉં છે.

## (૬) ઘોઘા તાલુકો.

આ તાલુકામાં ૬૪ ગામ તથા ૩૩,૦૨૩ માણસની વસ્તી છે. આ તાલુકામાં ઈંગ્રેજ સરકારનાં ખાલસા ગામ માત્ર ત્રણ છે. બાકીનાં તાલુકદારોનાં છે. ઘોઘાની હવા થંડી છે. પરંતુ ત્યાં મીઠાં પાણીની તંગી છે. આ તાલુકાના દક્ષિણ અને પૂર્વ ભાગમાં ડુંગરો તથા મીઠાં પાણીનાં નાળાં છે. એમાં ભાવનગરની ખાડી એજ નદી છે. તે કાઠીઆવાડમાં જસદણ પાસે નીકળે છે. પરગણાનાં ખાલસા ગામોમાં ઘોઘા બંદર છે. તેમાં ૬,૬૩૮ માણસની વસ્તી છે તથા ગામ સુધરાઇ ખાતું છે. એમાં મામલતદાર, સરકારકુન તથા દાકતર રહે છે. વાળૂકડ તથા કમલેજ એ માત્ર મુખ્ય ગામ છે. એની નિકાસ—બાજરી, રૂ અને તલ છે.

## (૭) સાણંદ તાલુકો.

આ તાલુકામાં ૮૪ ગામ તથા ૮૧,૩૬૩ માણસની વસ્તી

છે. એમાંની ઘણી જમીન કોઠ તથા કુંવારના ઠાકોરો અને તેમના ભાયાતની છે. સાબરમતી એ આ તાલુકાની પૂર્વે વહે છે. રોહર એ ચેખલા પાસે નીકળીને આ તાલુકાની વચમાં થઈને જાય છે. મુખ્ય ગામ સાણંદ છે. તેમાં ૭,૭૮૫ માણસની વસ્તી અને મામલતદારની કચેરી છે. એમાં આંબલી રોડ, સાણંદ અને છારોડી એ ત્રણ રેલવે સ્ટેશન છે. સર્ખેજ, ગોધાવી, ચોરવડોદરા, કાસીંદ્રા, વિસલપુર અને મોડાસર મોટાં ગામ છે. સર્ખેજમાં રોજો અને તળાવ છે તે જોવા લાયક છે. સાબરમતીને કાંઠે કાસીંદ્રા છે. ત્યાંનો ગોળ આખા જિલ્લામાં બહુ વખણાતો હતો. હવે બગડયો છે. સાણંદના રેલવે સ્ટેશન પાસે નિધ્રાડમાં વરાળથી ચાલતો કપાસ લોઢવાનો ચરખો તથા વણઝર પાસે સાબરમતીનાં કાંઠા પર પાણી કાઢવાનો વરાળથી ચાલતો બંબો છે. નળ નામે ખારા પાણીના તળાવ પાસે આવેલાં ગામોમાં મીઠા પાણીની તંગી છે. મોડાસરમાં ચૈત્ર સુદ ૧૫ મે અંતરેશ્વર મહાદેવનો મેળો ભરાય છે. એની નિકાસ—બાજરી, ડાંગર, રૂ, શેરડી અને જુવાર છે.

---

# પ્રકરણ ૭ મું.

## ગૂજરાત. ભાગ ૨ જો.

ગૂજરાતમાં દેશી રાજ્યો ઇંગ્રેજી ખાલસા મૂલકની ચારે પાસે આવી રહેલાં છે. ગાયકવાડી રાજ્ય બાદ કરતાં તેઓમાં ૫૦,૫૧૫ ચોરસ મૈલ જમીન છે, અને ૫૫,૪૨,૩૪૯ માણસની વસ્તી છે. આગળ કહ્યા પ્રમાણે તેઓના આઠ ભાગ કે જથા કર્યા છે. અહિં તેઓનું વર્ણન કરીએ છીએ.

### ૧. કાઠીઆવાડ એજન્સિ.

કાઠીઆવાડનું નામ અસલ સૌરાષ્ટ્ર હતું. ગાયકવાડના તાબાનાં અમેરેલી અને ઓખા પરગણાં બાદ કરતાં આ એજાન્સમાં સુમારે ૨૦,૫૫૯ ચોરસ મૈલ જમીન છે, અને ૨૭,૫૨,૪૦૪ આદમીની વસ્તી છે. એ મોટો દ્વીપકલ્પ છે, ને વિસ્તારમાં પૂર્વ પશ્ચિમ ૨૦૦ મૈલ અને ઉત્તર દક્ષિણ ૧૭૫ મૈલ છે. એમાં ૪૮ કસ્બા અને ૪,૧૫૧ ગામ છે. એની મર્યાદા-ઉત્તરે કચ્છી રણ; પૂર્વે અમદાવાદ જિલ્લો.

અને ખંભાતી અખાત; દક્ષિણ અને અગ્નિ કોણમાં અરબી સમુદ્ર; અને વાયવ્ય કોણમાં કચ્છી અખાત છે. એના રાજકાજનો બંદોબસ્ત રાખવાને ઇંગ્રેજ તરફથી મુખ્ય અધિકારી પોલિટિકલ એજન્ટ છે. રાજકોટમાં ઇંગ્રેજી ફોજની છાવણી અને એજંટ સાહેબની કચેરી છે. એજન્સિના ચાર પ્રાંત કર્યા છે. એમાંના હરેકને માટે આસિસ્ટંટ પોલિટિકલ એજંટ છે.

| ચાર પ્રાંત. | | આ૦ પો૦ એજંટ સાહેબની કચેરી. |
|---|---|---|
| ૧ ઝાલાવાડ, | ( ઉત્તરમાં ) | વઢવાણ. |
| ૨ ગોહેલવાડ. | ( પૂર્વે ) | સોનગઢ. |
| ૩ સોરઠ. | ( દક્ષિણમાં ) | માણેકવાડા. |
| ૪ હાલાર. | ( પશ્ચિમમાં ) | રાજકોટ. |

ચારે પ્રાંતમાં એક એક પહેલા વર્ગનું સંસ્થાન છે. ઝાલાવાડમાં ધ્રાંગદ્રા ઝાલા રજપૂતોનું મુખ્ય રાજ્ય છે, ને વાંકાનેર, વઢવાણ, લીમડી, સાયલા વગેરે ફટાયા દરબાર છે. સો એક વરસ થયાં ગોહેલવાડમાં પાલીતાણા, લાઠી અને વળાના ગોહેલ ભાયાતોથી વધારે બળવાન થઈ ભાવનગરે શ્રેષ્ઠતા સંપાદન કરી છે. ભાવનગર તથા ગોંડળ દરબારે હાલમાં પોતાને ખર્ચે રેલવે બાંધી છે તે વઢવાણથી ભાવનગર સુધી અને ભાવનગરથી ગોંડલ તાબાના ગામ ધોરાજી સુધી જાય છે. વઢવાણ, લીમડી, ચુડા, રાણપૂર કુંડલી, નિંગાલા, ઉજલવાવ, ધોળા, સણોસરા, સોનગઢ, શિહોર, વરતેજ, ગઢેચી, ભાવનગર, જાળીઆ, ઢસા, લાઠી, ચીતળ, લુણીધાર, કુકાવાવ, ખાખરીઆ, વાવડી, જેતપુર, જેતલસર, અને ધોરાજી એ રેલવે સ્ટેશનો છે. ધોરાજીથી પોરબંદર સુધી અને વઢવાણથી મોરબી થઇને રાજકોટ લગી રેલવ બંધાઇ છે.

સોરઠમાં મુખ્ય રાજ્ય જૂનાગઢના નવાબ સાહેબનું છે. ઈસ્વી સને ૧૭૩૫ માં એ મુસલમાની રાજ્યની સ્થાપના થઇ. બાટવાના દરબાર એમના ભાયાત છે. જાફરાબાદનું સંસ્થાન એનાથી જૂનું છે. મુગલ પાદશાહોના નોકા સેનાપતિ જંજિરાના સીધીએ એ મૂલક જીતેલો, અને તે તેના વંશજોને હાથ છે. પોરબંદરનું રાજ્ય સોરઠ પ્રાંતમાં છે; અહિંના રાણા જેઠવા રજપૂત છે. હાલારમાં નવા નગરના જામ સાહેબનું રાજ્ય મુખ્ય છે.

કાઠીઆવાડના જાડેજા રજપૂતોના શિરોમણિ જામ સાહેબ છે. હાલારમાં મોરબી, ધ્રોળ, રાજકોટ, અને ગોંડળના દરબાર એજ કુળના છે.

કાઠીઆવાડની વચ્ચો વચ, ઝાલાવાડના મધ્ય ભાગથી તે જૂનાગઢની દક્ષિણ સીમાસુધી કાઠી દરબારોના સંસ્થાન છે. કાઠી રાજા રજપૂતો અને મુસલમાનોની પછી આવ્યા ને જે મૂલક હાલ તેમના કબજામાં છે તે તેમની કનેથી તેમણે જીતી લીધો એવું સંભવે છે. આગળ દક્ષિણ અને પશ્ચિમમાં ગાયકવાડ સરકારના અમરેલીના મહાલ છે.

એના મુખ્ય પર્વતો.—કાઠીઆવાડમાં પાંચ પહાડ છે. ૧. ચોટીલા ધ્રાંગદ્રેથી સરધાર અને જસદણ સુધી ગયલા છે. એ ડુંગર ઊંચાઈમાં ઝાઝા નથી. ૨. વાલાકગીર કે મોરધાર અને લાંબધાર ગોહેલવાડમાં છે; એની પાસે પાલીતાણેનો પ્રખ્યાત ડુંગર શેત્રુંજો છે. એની ઊંચાઈ ૧,૫૦૦ ફુટ એટલે સુમારે ૭૫૦ ગજ છે, અને તેના શિખર ઉપર શ્રાવક લોકે લાખો રૂપિઆ ખરચી રૂપાળાં દેરાં બાંધ્યાં છે. ૩. ગીર પર્વત સોરઠમાં છે. ૪. જૂનાગઢ આગળ ગિરનાર છે. એ પહાડ આખા કાઠીઆવાડમાં સૌથી ઊંચો છે. તેની ઊંચાઈ ૩,૫૦૦ ફુટ છે. ૫. બર્ડા પર્વત બર્ડામાં છે. અને ઉત્તરે હાલારમાંના લાલપૂર તથા ભલસાણ સુધી ગયલો છે. તેની ઊંચાઈ ૨,૦૦૦ ફુટ છે.

નદીઓ.—૧. ભાદર જસદણની પાસેના મદાવન ડુંગરમાંથી નીકળી બર્ડામાંના નવી બંદર આગળ અરબી સમુદ્રને મળે છે. ૨. શેત્રુંજી ગીર પર્વતમાંથી નીકળીને ગોહેલવાડમાં પાલીતાણા તથા તલાજા પાસે થઇને ખંભાતના અખાતને મળે છે. ૩. મચ્છુ ચોટીલામાંથી નીકળીને વાંકાનેર, મોરબી, તથા માળીઆના સંસ્થાન પાસે થઇને કચ્છના રણમાં જાય છે. એ સિવાય સૌરઠમાની ઓઝાત નદી ઉબેણને મળે છે, અને સમુદ્ર આગળ તેઓનો ભાદર જોડે સંગમ થાય છે. વળી હાલારમાં આજી સરધારની પાસેના ડુંગરમાં ઉત્પન્ન થઇ રાજકોટ આવે છે અને ત્યાંથી કચ્છના અખાતમાં જાય છે.

એ એજન્સિમાં એક આર્ટ્સ કૉલેજ ૮ હાઈસ્કૂલો અને ૩૯ આંગ્લો વર્નાક્યુલર સ્કૂલો છે. ગુજરાતી નિશાળો ૮૯૭ છે. તેઓમાં આસરે ૫૫,૯૫૬ છોકરા ભણે છે, કન્યા શાળા ૮૫ છે તેમાં ૬,૫૭૯ છોડીઓ ભણે છે. ઇંગ્રેજી કન્યા શાળા બે છે, તેમાં ૧૩૫ છોડીઓ ભણે છે. રાજકોટમાં એક ઉદ્યોગશાળા છે. વળી કેટલાક છાપખાનાં, માસિક ચોપાનિયાં, તથા લાઇબ્રેરીઓ છે. રાજકોટમાં બે ટ્રેનિંગ કાલેજો, અને રાજકુમાર કાલેજ છે. ભાવનગર, વઢવાણ, ધ્રાંગદ્રા, ધોરાજી, ખંભાળીઆ વગેરેમાં રૂનાં કારખાનાં છે સોરઠના ગીરપર્વત મધ્યે તુલશીસ્યામમાં ઊના પાણીના ઝરણ છે.

કપાસ, બાજરી, જુવાર, ઘઉં, ચણા, અડદ, મઠ, મગ, ચોળા, તલ અને શેરડી, એ મુખ્ય, નિકાસ છે. આ ઇલાકામાં ઘણાં બંદર છે, ત્યાંથી રૂ, ઊન, અનાજ, ઘી, ગોળ, તેલ, ઘોડા, ઢોર, વગેરે મુંબઇ તથા બીજાં બંદરો ખાતે જાય છે. એમાં હિંદુ લોકનાં મોટાં તીર્થ છે. તેઓમાં મુખ્ય દ્વારકા, સોમનાથ કે પ્રભાસપાટણ તથા પાલીતાણા, એ છેલ્લું શ્રાવક લોકનું છે.

સોરઠમાં વેરાવળ, માંગરોળ, પોરબંદર તથા જાફરાબાદ, ગોહેલવાડમાં ભાવનગર અને મહુવા; અને હાલારમાં જોડીઆ, બેડી અને સાયલા એ બંદરો છે.

ઉપર કહેલા ચાર પ્રાંત દશ પરગણાંમાંથી કરેલા છે. એ પરગણાંનાં નામ, ( ૧ ) ઝાલાવાડ, ( ૨ ) ગોહલવાડ, ( ૩ ) ઉંડસરવૈયા, ( ૪ ) બાબરિઆવાડ, ( ૫ ) કાઠીઆવાડ, ( ૬ ) સોરઠ, ( ૭ ) બર્ડા, ( ૮ ) હાલાર, ( ૯ ) મચ્છુ કાંઠો, ( ૧૦ ) ઓખા મંડલ.*

## ( ૧ ) ઝાલાવાડ.

નદીઓઃ—૧. ભોગાવો વઢવાણ અને જાંબુના થડમાં વહે છે. ૨. લીમડીનો ભોગાવો વડોદ, લીમડી વગેરેની પાસે વહે છે.

---

* આ ૧૦ પરગણાનું વિશેષ વર્ણન આગળ લખ્યું છે તે કાઠીઆવાડની નિશાળોને સારૂ છે. બીજી નિશાળોમાં માત્ર તેઓમાંનાં મુખ્ય સંસ્થાન શીખવવાં. સંસ્થાનોની ઊપજ વગેરે લખ્યાં છે તે પણ માત્ર કાઠીઆવાડની નિશાળોને વાસ્તે છે.

૩. फल्कु ध्रांगद्रां પાસે છે. ૪ बांभण મચ્છરાડવા તથા હળવદની વચ્ચે છે. ૫. मच्छु વાંકાનેર આગળ છે.

| मुख्य संस्थान. | मुख्य शहेर. |
|---|---|
| १. ध्रांगद्रुं. | ध्रांगद्रुं अने हळवद. |
| २. लीमडी. | लीमडी. |
| ३. वढवाण. | वढवाण. |
| ४. वांकानेर. | वांकानेर. |
| ५. थानलखतर. | लखतर अने थान. |
| ६. सायला. | सायला. |
| ७. चूडा. | चूडा. |
| ८. बजाणा. | बजाणा. |

એ સિવાય એમાં બીજાં ૪૫ નાનાં સંસ્થાન છે.

## ( २ ) गोहेलवाड.

નદીઓ.—૧. भावनगरनी खाडी २. शेत्रुंजी. ३. मालण મહુવા પાસે છે ૪. धातरवाडी રાજુલા પાસે છે.

| मुख्य संस्थान. | मुख्य शहेर. |
|---|---|
| १. भावनगर. | भावनगर, शिहोर, कुंडला, महुवा, वगेरे. |
| २. पालीताणा. | पालीताणा अने गारिआधर |
| ३. वळा. | वळा. |
| ४. लांठी. | लांठी. |

એ સિવાય એમાં ૨૧ નાનાં સંસ્થાન છે.

## ( ३ ) उंडसरवैया.

નદીઓ—बगड એ ડાઠાને પડખે છે.

| मुख्य संस्थान. | मुख्य गाम. |
|---|---|
| १. डाठा. | डाठा. |
| २. गणधोळ. | गणधोळ. |
| ३. चोक. | चोक. |

બીજાં નાનાં સંસ્થાન ૨૦ છે.

## ( ૪ ) બાબરીઆવાડ.

નદીઓઃ—૧. ધાંતરવડી. ૨. રાયડી. ૩. ધોળાદરી. ૪. રૂપેણ.

| મુખ્ય સંસ્થાન. | મુખ્ય ગામ. |
|---|---|
| ૧. જાફ્રાવાદ. | જાફ્રાવાદ. |
| ૨. ડેડાણ. | ડેડાણ. |

ઉપરાંત ૩૦ નાનાં સંસ્થાન છે.

## ( ૫ ) કાઠીઆવાડ.

નદીઓઃ—૧ શુકભાદર રાણપુર, નાગનેશ વગેરેની પાસે. ૨. ગોંડલી ગોંડલ પાસે. ૩. શેત્રુંજી ધારી પાસે.

| મુખ્ય સંસ્થાન. | મુખ્ય શહેર. |
|---|---|
| ૧. અમરેલી. (ગાયકવાડી) | અમરેલી અને ધારી. |
| ૨. જેતપુર અને બીલખા. | જેતપુર, ચીતલ અને બીલખા. |
| ૩. બગસરા. | બગસરા. |
| ૪. જસદણ. | જસદણ. |

એ સિવાય બીજાં ૪૬ નાનાં સંસ્થાન છે.

## ( ૬ ) સોરઠ.

નદીઓ.—ભદર, બુત્રી, ઓઝાત, સાવળી, કાંબહીરણ, સામન, અને શીંગવડો.

| મુખ્ય સંસ્થાન. | મુખ્ય શહેર. |
|---|---|
| ૧. જૂનાગઢ. | જૂનાગઢ અને વેરાવળ. |
| ૨. કોડીનાર ( કાઠીઆવાડમાં ) અમરેલીનું પરગણું ). | કોડીનાર. |
| ૩. બાટવા. | બાટવા. |
| ૪. અમરાપુર. | અમરાપુર. |

## ( ૭ ) બર્ડા.

નદીઓ—ભાદર નવી બંદર પાસે.

આ ભાગમાં પોરબંદર ફરીને એકજ સંસ્થાન છે. તેનું મુખ્ય શહેર પોરબંદર છે.

## ( ૮ ) હાલાર.

નદીઓ.—૧. રામવતી, લાલપોર તથા છીકારી પાસે. ૨. ઉંડ જોડીઆ પાસે. ૩. આજી રાજકોટ તથા બાળંભા પાસે.

| મુખ્ય સંસ્થાન. | મુખ્ય શહેર. |
|---|---|
| ૧. નવાનગર. | નવાનગર, જોડિઆ, આમરણ, ખંભાળીઆ. |
| ૨. ગોંડલ અને ધોરાજી. | ગોંડળ અને ધોરાજી. |
| ૩. રાજકોટ. | રાજકોટ અને સરધાર. |
| ૪. ધ્રોળ. | ધ્રોળ અને સરપદડ. |
| ૫. ધ્રાફા. | ધ્રાફાં. |

એ સિવાય બીજાં ૨૩ નાનાં સંસ્થાન છે.

## ( ૯ ) મચ્છુકાંઠો.

નદીઓ— ૧. મચ્છુ મોરબી, માળીઆ પાસે. ૨. ઘોડાધ્રાહ એ મોરબી તાલુકાના ગામ જેતપુર અને માળીઆ તાલુકાના ગામ વરહુસર પાસે થઇને રણને મળે છે.

| મુખ્ય સંસ્થાન. | મુખ્ય શહેર. |
|---|---|
| ૧. મોરબી. | મોરબી. |
| ૨. માળીઆ. | માળીઆ. |

## ( ૧૦ ) ઓખામંડલ.

આ પ્રાંત હાલારની પશ્ચિમે છે. તેને ફરતો ઘણે ઠેકાણે દરિયો આવેલો છે. એમાં મુખ્ય ગામ દ્વારકા, કચ્છીગઢ, આરંભડ્ડ, પોશીતરુ, ધીણાકી અને મઢી છે. આ પ્રાંત ગાયકવાડને તાબે છે.

## કાઠીઆવાડનાં સંસ્થાનો.

| નંબર. | રાજ્યકર્ત્તાનો ઇલકાબ. | હાકેમની જાત. | સંસ્થાનની વસ્તી. |
|---|---|---|---|
| | **પહેલો વર્ગ.** | | |
| ૧ | જૂનાગઢના નવાબ. | બાબી મુસલમાન | ........૪,૮૪,૧૯૦ |
| ૨ | નવાનગરના જામ. | જાડેજા રજપૂત | ............૩,૭૯,૬૧૧ |
| ૩ | ભાવનગરના રાવળ. | ગોહેલ રજપૂત | ............૪,૬૭,૨૮૨ |

| | | | |
|---|---|---|---|
| ૪ | ध्रांगध्राना राज. | ઝાલા રજપૂત............ | ૧,૦૩,૭૫૪ |
| ૫ | मोरबीना ठाकोर. | જાડેજા રજપૂત............ | ૧,૦૫,૩૩૫ |
| ૬ | गोंडळना ठाकोर. | જાડેજા રજપૂત........... | ૧,૬૧,૦૩૬ |
| ૭ | पोरबंदरना राणा. | જેઠવા રજપૂત.......... | ૮૫,૭૮૫ |
| | **બીજો વર્ગ.** | | |
| ૮ | वांकानेरना राज. | ઝાલા રજપૂત.......... | ૩૯,૩૨૯ |
| ૯ | पालीताणाना ठाकोर. | ગોહેલ રજપૂત.......... | ૬૦,૮૪૮ |
| ૧૦ | ध्रोळना ठाकोर. | જાડેજા રજપૂત.......... | ૨૭,૦૦૭ |
| ૧૧ | लीमडीना ठाकोर. | ઝાલા રજપૂત........... | ૪૮,૧૭૬ |
| ૧૨ | राजकोटना ठाकोर.. | જાડેજા રજપૂત........... | ૪૯,૫૩૮ |
| ૧૩ | वढवाणना ठाकोर. | ઝાલા રજપૂત.......... | ૪૨,૪૩૮ |
| ૧૪ | जाफराबादना सीधी. | હબસી મુસલમાન........ | ૧૨,૩૮૯ |
| | **ત્રીજો વર્ગ.** | | |
| ૧૫ | वळाना ठाकोर. | ગોહેલ રજપૂત.......... | ૧૭,૦૧૯ |
| ૧૬ | लखतरना ठाकोर. | ઝાલા રજપૂત.......... | ૨૩,૨૦૯ |
| ૧૭ | बांटवाना बाबी. | બાબી મુસલમાન......... | ૧૪,૫૨૪ |
| ૧૮ | जसदणना ठाकोर. | ખાચર કાઠી........... | ૨૯,૦૩૭ |
| ૧૯ | सायलाना ठाकोर. | ઝાલા રજપૂત.......... | ૧૬,૯૯૧ |
| ૨૦ | चूडाना ठाकोर. | ઝાલા રજપૂત.......... | ૧૩,૪૯૬ |
| | **ચોથો વર્ગ.** | | |
| ૨૧ | मूळीना ठाकोर. | પરમાર રજપૂત......... | ૧૯,૮૩૨ |
| ૨૨ | लाठीना ठाकोर. | ગોહેલ રજપૂત......... | ૬,૮૦૪ |
| ૨૩ | बजाणाना मलेक. | મલેક મુસલમાન......... | ૧૫,૮૭૭ |
| ૨૪ | नानां संस्थानो. | ......... | ૪,૪૧,૦૦૦ |

આ સંસ્થાનો ગાયકવાડ કે ઈંગ્રેજને ખંડણી આપે છે.

ઉપરના સંસ્થાનોની નીપજ તથા નિકાસ નીચે જણાવી છે.

શરૂઆતનો અંક એ સંસ્થાનનો અંક સમજાવો.

૧ ઘઉં, રૂ, ડુંગળી ( કાંદા ), ખાણના પથરા.

૨ ધાન્ય, રૂ, મીઠું, રેશમી કાપડ, સોનેરી તથા રૂપેરી ફીત, ખાણના પથરા, આરસ, પરવાળાં, મોતી,

૩ ધાન્ય, રૂ, તેલ, મીઠું, કાપડ, તાંબા પિત્તળનાં વાસણ.
૪ ધાન્ય, રૂ, મીઠું, તાંબા પિત્તળનાં વાસણ, ખાણના પથરા.
૫ ધાન્ય, રૂ, મીઠું, માટીનાં વાસણ, ખાણના પથરા,
૬ જુવાર, બાજરી, ચણા, ઘઉં, ખાણના પથરા.
૭ બાજરી, ઘઉં, ખાદી, ખાણના પથરા.
૮ ધાન્ય, રૂ, મીઠું, કાળા આરસના પથરા.
૯ એજન.
૧૦ ધાન્ય અને કાપડ.
૧૧ ધાન્ય.
૧૨ રૂ, ઘઉં, જુવાર, બાજરી, ખાદી.
૧૩ રૂ, જુવાર, બાજરી, ઘઉં, શેરડી.
૧૪ ધાન્ય, રૂ, મીઠું, અને સાબુ.
૧૫ ધાન્ય, રૂ, રેશમનાં કપડાં, ખાદી, ખાણના પથરા.
૧૬ ધાન્ય, રૂ, તેલ, અને કાપડ.
૧૭ ધાન્ય, રૂ, અને માટીના વાસણ.
૧૮ ધાન્ય, અને રૂ.
૧૯ ધાન્ય, રૂ, અને માટીનાં વાસણ.
૨૦ ધાન્ય, અને રૂ.
૨૧ ધાન્ય, અને રૂ.
૨૨ ધાન્ય, અને રૂ.
૨૩ ધાન્ય, રૂ, તેલ, કાપડ, તાંબા પિત્તલનાં વાસણ.
૨૪ ધાન્ય, અને રૂ.

## २. पालनपुर एजन्सि.*

આ એજન્સિ ગૂજરાતની ઉત્તરે છે. એની ઉત્તરે મારવાડ અને શિરોઈ, દક્ષિણે ગાયકવાડનો મુલક, પૂર્વે શિરોઈ અને મહીકાંઠા એજન્સિ અને પશ્ચિમે કુચ્છનું રણ છે. એની લંબાઈ આશરે ૧૦૦

* આ એજન્સિનું વર્ણન એમાંની નિશાળોને સારૂ છે. બીજી નિશાળોમાં સંસ્થાનોનાં નામ, નદીઓ, સરહદ, કસબા, ને જુજ હકીકત શીખવવી.

મૈલ છે તથા પહોળાઈ પણ એટલીજ છે. એનું ક્ષેત્રફળ ૮,૦૦૦ ચોરસ મૈલ છે. એમાં ૨ કસ્બા, ૧,૧૭૫ ગામ તથા ૬,૪૫,૫૨૬ માણસની વસ્તી છે. વસ્તીનો ઘણો ખરો ભાગ હિંદુ છે. એમાં ૫૮ નિશાળો છે તેમાં ૩,૭૭૩ નિશાળીઆ ભણે છે. એ એજન્સિમાં એક હાઈ સ્કૂલ, એક પહેલા વર્ગની આંગલો વર્નાકયુલર સ્કૂલ તથા એક કન્યા શાળા છે. એની ઉત્તર તરફના ભાગ તથા શિરોઈ પાસેના ઇશાન કોણના ભાગ સિવાય બાકીનો દેશ સપાટ છે. એમાં બનાસ અને સરસ્વતી એ બે નદી શિરોઇના ડુંગરમાંથી નીકળીને કચ્છના રણમાં વહે છે. એની નિકાસ—બાજરી, જુવાર, ઘઉં, મગ, મઠ, અને બીજું ધાન્ય. પાલણપુર એજન્સિમાં ડાંગર અને શેરડી પાકે છે. વાશઇ અને રાધનપુરમાં રૂ પેદા થાય છે તે ધોળેરાને રસ્તે મુંબઇ મોકલવામાં આવે છે. આ એજન્સિ પાલણપુરના સુપરિન્ટેન્ડેન્ટના તાબામાં છે, તેનો જાથુ મુકામ પાલણપુરમાં છે, પણ વરસમાં એક વાર તપાસ કરવા તથા મુકર્દમા ચુકવવા સારૂ સાહેબ ફરવા નીકળે છે.

એમાં મુખ્ય સંસ્થાન ૧૧ છે, તેમાંનાં પાલણપુર અને કાંક્રેજ ગાયકવાડને ખંડણી આપે છે ને બાકીનાંને શિર ખંડણી નથી એ ૧૧ સંસ્થાન નીચે પ્રમાણેઃ—

| (૧) મુસલમાની સંસ્થાન. | ગામની સખ્યા. | મુખ્ય શહેર. |
|---|---|---|
| પાલણપુર. | ૪૯૬ | પાલણપુર. અને ડીસા. |
| રાધનપુર. | ૧૫૬ | રાધનપુર. |
| વારાઇ. | ૪૯ | વારાઇ |
| તેરવાડા. | ૧૬ | તેરવાડા. |

પહેલાં બે સંસ્થાન મોટાં છે તેનું જુદું વર્ણન હવે આવશે. વાશઈ સંસ્થાનમાં ૨૮,૯૫૦ માણસની વસ્તી છે ને તે જાટ રાજાને તાબે છે. તેરવાડા સંસ્થાનમાં ૮,૮૪૬ માણસની વસ્તી છે. તે બલૂચ ઠાકોરને તાબે છે.

| (૨) રજપૂત સંસ્થાન. | ગામની સંખ્યા. | મુખ્ય શહેર. |
|---|---|---|
| થરાદ અને મોરવાડા. | ૧૫૫ | થરાદ. |
| વાવ. | ૨૨ | વાવ. |

| | | |
|---|---|---|
| સુઇગામ. | ૧૬ | સુઇગામ |
| દેવદર. | ૧૨૦ | દેવદર. |
| ચારચટ તથા સાંતલપુર. | ૩૧ | |

થરાદ સંસ્થાન ઠાકોરને તાબે છે. તેમાં ૭૨,૩૫૯ માણુસની વસ્તી છે. મોરવાડામાં ૯ ગામ તથા ૬,૫૦૯ માણુસ વસે છે. વાવ સંસ્થાનના ઠાકોરના તાબામાં ૧૩,૩૯૯ માણુસ છે. છેલ્લાં ત્રણુ સંસ્થાન પણુ ઠાકોરોનાં છે. સુઇગામમાં ૧૧,૫૨૧, દેવદરમાં ૪૮,૪૫૪ અને ચારચટ (વસ્તી ૫,૩૩૦) તથા સાંતલપુર (વસ્તી ૧૫,૧૩૬) માં ૨૦,૪૬૬ માણુસની વસ્તી છે. સાંતલપુરના ઠાકોર જાડેજા રજપૂત છે. તે કચ્છમાંના અડેસણુમાં રહે છે.

| (૧) કોળી સંસ્થાન. | ગામની સંખ્યા. | મુખ્ય શહેર. |
|---|---|---|
| ભાભર. | ૨૩ | ભાભર |
| કાંક્રેજ. | ૮૭ | કાંક્રેજ |

ભાભરમાં ૭,૨૨૨ અને કાંક્રેજમાં ૫૨,૫૭૯ માણુસની વસ્તી છે. કાંક્રેજ સંસ્થાન ગાયકવાડને દર વર્ષે આશરે રૂ. ૫,૦૦૧ ખંડણી આપે છે.

એ સિવાય એમાં બીજાં નાનાં નાનાં સંસ્થાનો છે. તેમાં બે હજાર માણુસ વસે છે.

## (૧) પાલણપુર સંસ્થાન.

એની ઉત્તરે મારવાડ અને શિરોઈ, દક્ષિણે ગાયકવાડ તાબાના પાટણુ અને ખેરાળુ તાલુકા, પૂર્વે શિરોઈ અને દાંતાના સંસ્થાન અને પશ્ચિમે થરાદ અને દેવદર છે. એ સંસ્થાન ૬૦ મૈલ લાંબુ અને ૪૫ મૈલ પહોળું છે. એમાં ૪૯૬ ગામ છે તેમાં ૨,૭૪,૮૬૪ માણુસ વસે છે. એ સંસ્થાન દર વર્ષે ગાયકવાડને રૂ. ૫૦,૦૦૦ ખંડણી આપે છે. મુખ્ય તાલુકા ધાનદોર, ડીસા, ધાનેરા, પાથાવાડા અને દાંતીવાડા છે.

મુખ્ય નદીઓ.—બનાસ, સરસ્વતી, અને નીમરાખી.

મુખ્ય કસ્બો.—પાલણપુર, ત્યાંના રાજ્યકર્ત્તા દીવાન કહેવાય છે. તે ધર્મે મુસલમાન અને જાતે પઠાણુ છે. પાલણપુરને ફરતો કોટ છે

તેને સાત દરવાજા છે. એમાં ૨૧,૦૯૨ માણસની વસ્તી છે. પોલિટિકલ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબનું એ સદર સ્ટેશન છે. એની પાસે ડીસા છે. ત્યાં ઇંગ્રેજ સરકારના લશ્કરની છાવણી છે. પાલનપુર રેલવે સ્ટેશન છે.

મુખ્ય નિકાસ.—ઘઉં, ડાંગર, બાજરી, બીજું ધાન્ય શેરડી, થોડુ રૂ, અફીણ અને ઇમારતી લાકડું.

## ( ૨ ) राधनपुर संस्थान.

એની ઉત્તરે મારવાડ અને તેરવાડા, દક્ષિણે માંડળ અને ઝિંઝુવાડા, પૂર્વે ગાયકવાડનું પાટણ પરગણું, અને પશ્ચિમે વારાઇ સંસ્થાન છે. એ ૩૫ મૈલ લાંબું અને ૩૫ મૈલ પહોળું છે. એનું ક્ષેત્રફળ ૧,૧૫૦ ચોરસ મૈલ છે. એમાં ૧૫૬ ગામ છે તેમાં ૯૮,૦૧૭ માણસ વસે છે. એમાં બનાસ નદી ખારી જમીન પર થઇ ને વહે છે તેથી એનું પાણી પીવા જોગ નથી. એ કારણ માટે ઘણી જગ્યાએ તળાવો ખોદેલાં છે. વાઘેલ નામે તળાવ ઘણું સુંદર છે તે વાઘેલા રજપૂતોએ બંધાવ્યું હતું. એનો મુખ્ય કસ્બો રાધનપુર. ત્યાંના નવાબ બાબી ઓલાદના છે. એને ફરતા કોટને આઠ દરવાજા છે. એમાં ૧૪,૧૭૫ માણસની વસ્તી છે. એ સંસ્થાનમાં સમી (વસ્તી ૫,૩૦૬) અને મુંજપુર નામે બે મોટા કસ્બા છે. એ સંસ્થાનની મુખ્ય નિકાસ—ઘઉં, ચણા, અને રૂ છે. વેપારને ઉત્તેજન આપવા માટે દરબારે રૂ લોઢવાનાં કારખાનાંને મદદ કરી છે, અને ગૂજરાતમાંથી રેશમ વણનારાઓને તેડાવી રાખ્યા છે.

## ( ૩ ) महीकांठा एजन्सि.

એ એજન્સિ ગુજરાતની ઇશાન કોણમાં છે. એની ઉત્તરે આબુ પર્વતને લગતા ડુંગરો, પૂર્વે મેવાડનો પહાડી મુલક, દક્ષિણે ગાયકવાડનો દેહગ્રામ તાલુકો, અમદાવાદ અને ખેડા જિલ્લા તથા રેવાકાંઠા અને પશ્ચિમે ગાયકવાડનો મુલક તથા પાલણપુર એજન્સિ છે.

---

* આ એજન્સિનું વિસ્તારેલું વર્ણન એ એજન્સિની નિશાળોને માટે છે. બીજી નિશાળોમાં માત્ર સીમા, પરગણામાં ને સંસ્થાનમાં નામ, કસ્બા, નદીઓ, અને થોડી હકીકત શિખવવી.

**એ ૯૦ મૈલ લાંબો** તથા ૬૦ મૈલ પહોળો **છે.** એનું ક્ષેત્રફળ ૩,૫૨૮ ચોરસ મૈલ છે. એમાં ૬ કસ્બા, ૧,૮૬૧ ગામ તથા ૫,૮૧,૫૬૮ માણુસની વસ્તી છે. એમાંના ૧,૪૬,૫૬૭ કોળી છે. એ ગામોમાં ૯૨ નિશાળ છે; ને તેમાં ૬,૩૩૯ નિશાળીઆ ભણે છે. એમાં દશ કન્યાશાળા અને એક તાલુકદારી સ્કૂલ છે. એની ઉત્તરે અને પૂર્વે **ડુંગરો** અને જંગલો છે, પરંતુ બાકીનો પ્રદેશ સપાટ છે.

**મુખ્ય નદીઓ—૧. સાબરમતી મેવાડમાં** ઉત્પન્ન થઇ દક્ષિણ તરફ **સાદરા** અને **અમદાવાદ** થઇ **ખંભાતના** અખાતને મળે છે. **૨. વાત્રક** ડુંગરપુર પાસે ઉત્પન્ન થઇ **મેગ્રજ, માલપુર, માંડવા,** અને **ખેડા** પાસે થઇ **સાબરમતીને** મળે છે. **૩. હાથમતી** અને **૪. ખારી સાબરમતીને** મળે છે. અને **૫. મેશ્વો** તથા **૬ માઝુમ વાત્રકને** મળે છે. ખેતરોમાં પાણી પૂરૂં પાડવા માટે **અહમદનગરથી હાથમતીની** નહેર ખોદેલી છે તે **રૂપાલ** પાસે **ખારીને** મળે છે. એની મુખ્ય નિકાસ—બાજરી, જુવાર બીજું ધાન્ય, તમાકુ, થોડુંક અફીણ અને રૂ છે. કૂવા વગેરેના પાણી વડે ખેતરમાં ઘઉં, મકાઇ, અને શેરડી પાકે છે. એ **પોલિટિકલ** એજંટના ઉપરી પણ નીચે છે. તે **સાદરામાં** રહે છે. કોઇ કોઇ વાર તે ઇડર અને બીજે સ્થળે જાય છે. એમાં પુસ્તક શાળા, ગૂજરાતી, ઉર્દુ અને તાલુકદારી નિશાળો છે. એ એજન્સિના ૫૯ ભાગ કરેલા છે. તેપર ૪૮ ઠાકોરોનો અમલ છે. એ ઠાકોરોમાં ૧૮ રજપૂત અને ૩૦ કોળી છે. ઘણા ખરા ઠાકોરો ગાયકવાડને ખંડણી આપે છે. કેટલાક ઇડર સંસ્થાનને અથવા ઇંગ્રેજ સરકારને ખંડણી આપે છે. માત્ર ચાર રાજ્ય ખંડણી ભરતાં નથી. નવેંબર માસમાં **સામળાજીનો** અને ફેબ્રુઆરિમાં **ખેડબ્રહ્માનો** એવા બે મોટા મેળા ભરાય છે. એના ૫૯ ભાગ છ પરણાંમાં આવેલા છે.

**૧. નાનીમારવાડ.** એમાં **ઇડરના મહારાજાના,** તેના ભાયાતના, **દાંતા માલપુર** અને બીજા રાજાઓના મુલક છે.

૨. **રૈવર** એ **રેવર** રજપૂતોનું છે. એમાં **મોહનપુર, રણાસણ,** વગેરે બીજા તાલુકા **છે.**

૩. સાબરકાંઠો એમાં માણસા, પેથાપુર, વરસોડા અને ઘરોલ એ મુખ્ય તાલુકા છે.

૪. વાત્રકકાંઠો. આમલીઆરા, ઘોડાસર, સાડંબા, પુનાદરા, અને ખડાળ એ મુખ્ય તાલુકા છે.

૫. વાવીસી. એમાં વાસણા, મહીસા, ઢુંભોડ, અને બીજાં મહેવાશી ગામડાં છે.

૬. કટોસણ. જાટાણા, સાંથલ, કટોસણ, મગુના, વગેરે શહેરો છે આ પરગણામાં નીચે લખેલાં મુખ્ય સંસ્થાન છેઃ—

(૧) ઇડર સંસ્થાન મહીકાંઠા એજન્સિમાં એ મોટામાં મોટું સંસ્થાન છે એનું ક્ષેત્રફળ ૧,૯૦૦ ચોરસ મૈલ તથા તેમાં ૩,૦૨,૧૩૪ માણસની વસ્તી છે એને અહમદનગર તાલુકો જોડેલો છે. એ પહેલાં ઇડરના મહારાજાને તાબે હતું, પરંતુ કેટલાક કાળસુધી જોધપુરના મરહુમ મહારાજા તખ્તસિંગના તાબામાં હતું. ઇ. સ. ૧૮૪૮ માં ઇંગ્રેજ સરકારે એ સંસ્થાન ઈડરના મહારાજાને આપવાની જોધપુરના મહારાજાને જરૂર પાડી. ઇડર એ રાજધાની છે, અને ત્યાં રાજા જોધપુરના મહારાજાના કુટુંબી છે. અહમદનગર, વડાલી, વાયડ, ચોંયલા, અને ગાબટ એ મોટાં ગામ છે. એની ઊપજમાં સર્વ જાતનું ધાન્ય, તલ, શેરડી, અફીણ અને સાબુ છે અહમદનગર પાસે ખાણોમાંથી પથરા નીકળે છે તે ઘર બાંધવાના કામમાં આવે છે.

( ૨ ) દાંતા અને માલપુર સંસ્થાનો પણ રજપૂત ઠાકોરોનાં છે દાંતામાં ૧૨,૫૦૮* તથા માલપુરમાં ૧૪,૦૦૯ માણસની વસ્તી છે. એમાં બાજરી, ઘઉં વગેરે ધાન્ય થાય છે. માલપુરમાં ડાંગર પાકે છે અને દાંતામાં શેરડી પાકે છે દાંતામાં ખાણમાંથી આરસના પથરા નીકળે છે. દાંતાની પાસે આરાસૂરનો પહાડ છે તે ઉપર અંબા ભવાનીની જાત્રા કરવા હિંદુ લોકો જાય છે.

( ૩ ) મોહનપૂર સંસ્થાન પણ રજપુત ઠાકોરનું છે. એમાં ૧૪,૩૯૨ માણસની વસ્તી છે, તથા બાજરી, મઠ, જુવાર, ઘઉં, તલ અને કોદ્રા પાકે છે, અરપોદ્રામાં અબરખની ખાણ છે.

---

* આ અને એના પછીના સંસ્થાનોની વસ્તીના આંકડા પાંચમી આવૃત્તિમાં આપેલા તે છે.

( ૪ ) ભાલુસણા-સતલાસણા સંસ્થાન પરમાર કોળી ઠાકોરનું છે ભાલુસણામાં ૨,૪૯૪ તથા સતલાસણામાં ૩,૨૬૧ માણસની વસ્તી છે, તથા બાજરી, મઠ, જુવાર, ઘઉં અને શેરડી પાકે છે.

( ૫ ) માણસા સંસ્થાન રજપૂત ઠાકોરનું છે. તેમાં ૧૩,૨૯૫ માણુસની વસ્તી છે. તથા બાજરી, મઠ, તલ, જુવાર, ઘઉંને કોદ્રા પાકે છે.

( ૬ ) ઘોડાસર અને આમલીઆરા સંસ્થાનો કોળી ઠાકોરોનાં છે. ઘોડાસરમાં ૮,૪૦૦ અને આમલીઆરામાં ૧૨,૪૩૭ માણસની વસ્તી છે. એ બંને સંસ્થાનોમાં બાજરી, ઘઉં, ડાંગર અને બીજું ધાન્ય પાકે છે.

## ૪. રેવાકાંઠા એજન્સિ*.

આ એજન્સિ ગૂજરાતની પૂર્વે છે. એની વાયવ્ય, ઉત્તર અને ઈશાન કોણમાં મહીકાંઠા અને રજપૂતાના માંહેલાં સંસ્થાનો, પૂર્વે મધ્યહિંદુસ્તાન માંહેલાં સંસ્થાન અને ખાનદેશ, દક્ષિણે ગાયકવાડનો મુલક અને સૂરત જિલ્લો, અને પશ્ચિમે ગાયકવાડને મૂલક, અને ભરૂચ અને ખેડા જિલ્લા તથા પંચ મહાલનો થોડોક ભાગ છે. એની લંબાઇ આશરે ૧૪૦ મૈલ અને પહોળાઈ ૬૦ મૈલ છે. એનું ક્ષેત્રફળ ૪,૯૮૦ ચોરસ મૈલ તથા વસ્તી ૭,૩૩,૫૦૬ માણસની છે. આ એજન્સિમાં ૩ કસ્બા તથા ૩,૧૫૩ ગામો છે. એમાં ૧૫૬ નિશાળો છે. તેમાં ૮,૨૦૭ નિશાળીઆ ભણે છે. એમાં દશ કન્યા શાળા અને બે પહેલા વર્ગની આંગ્લો વર્નાકયુલર સ્કૂલો છે. આ એજન્સિની જમીન ઘણે ખરે ઠેકાણે ટેકરાવાળી, કોઈ ઠેકાણે સપાટ અને કોઈ ઠેકાણે પહાડી અને જંગલવાળી છે. મુખ્ય પર્વત—રાજપિંપળા.

મુખ્ય નદીઓ.—૧. મહી રજપૂતાના અને મધ્ય હિંદુસ્તાનના ડુંગરોમાંથી નીકળીને લુણાવાડા અને પંચ મહાલની પશ્ચિમે થઈ ખંભાતના અખાતને મળે છે. ૨. નર્મદા સાતપૂડા પર્વતમાંથી નીકળીને રાજપીપળા સંસ્થાન તથા ભરૂચની પશ્ચિમે થઇ ખંભાતના અખાતને મળે છે. એ બે નદી સિવાય પુનમ, ગોમા, ઢાઢર, વિશ્વામિત્રી, હરેણ, કરજણ, અને ઓર એ નાની નદીઓ છે.

* આ એજન્સિનું લાંબું બ્યાન એમાંની નિશાળોને માટે છે. બીજી નિશાળોમાં એની સીમા, સંસ્થાન, નદીઓ, કસ્બા તથા થોડી હકીકત કહેવી.

પંચ મહાલના કલેક્ટર એ એજન્સિના પોલિટિકલ એજંટ છે. તે કોરા દિવસમાં ફરવા જાય છે. મહીકાંઠા પેઠે એમાં પણ કેટલાક તાલુકદારો છે. એમાં ૭ મોટાં સંસ્થાન છે. તેમાંનાં પાંચ રજપૂત ઠાકોરોનાં છે અને છઠું મુસલમાનનું છે. વળી એમાં કડાણા, સંજેલી, ભાદરવા, અને ઉમીટા એ નાનાં સંસ્થાનો છે. એમાંના સંસ્થાનોના બે સમૂહ કર્યા છે. એકનું નામ સંખેડા મેવાસ છે, તેમાં ૨૮ સંસ્થાનો છે અને બીજાનું નામ પાંડુ મેવાસ છે.

આ એજન્સિ માંહેલાં સર્વ સંસ્થાનો ગાયકવાડને કે ઈંગ્રેજ સરકારને ખંડણી આપે છે.

૭ મોટા સંસ્થાન નીચે પ્રમાણે છે:--

( ૧ ) રાજપીપળા.—રેવાકાંઠા એજન્સિમાં એ મોટામાં મોટું સંસ્થાન છે. એમાં ૧,૭૧,૭૭૧ માણસની વસ્તી છે. એ ૯૦ મૈલ લાંબું અને ૬૦ મૈલ પહોળું છે. એનું ક્ષેત્રફળ ૧,૫૧૪ ચોરસ મૈલ છે. એની ઉત્તરે નર્મદા અને દક્ષિણે તાપી વહે છે. એમાં મુખ્યત્વે રજપૂત, ભીલ, અને કણબી લોક વસે છે. એનું મુખ્ય શહેર નાંદોદ છે, તેમાં ૧૦,૮૧૯ માણસની વસ્તી છે, તથા તેમાં રાજા રહે છે. એ સંસ્થાનમાં ડુંગરા અને જંગલો ઘણા છે. ઈમારતી લાંકડાં પુષ્કળ થાય છે, ને તેનો વેપાર ઠીક ચાલે છે. રૂ તથા જુદી જુદી જાતનું ધાન્ય પણ પાકે છે. કોઈ કોઈ ઠેકાણે અકીક જડે છે.

( ૨ ) છોટા ઉદેપૂર.—એનું ક્ષેત્રફળ ૮૭૩ ચોરસ મૈલ તથા એમાં ૯૩,૬૩૭ માણસની વસ્તી છે. એનાં રજપૂત ઠાકોરને મહારાવળ કહે છે. એમાં ઈમારતી લાંકડું અને જુદી જુદી જાતનું ધાન્ય થાય છે.

( ૩ ) બારીઆ.--એનું ક્ષેત્રફળ ૮૧૩ ચોરસ મૈલ તથા વસ્તી ૧,૧૧,૨૬૯ માણસની છે. એના રજપૂત રાજાને પણ મહારાવળ કહે છે. તેમાં દરદીઓને સારૂ દવાખાનું સ્થાપ્યું છે.

( ૪ ) લુણાવાડા.—એનું ક્ષેત્રફળ ૩૮૮ ચોરસ મૈલ અને વસ્તી ૯૦,૧૪૭ માણસની છે. રજપૂત મહારાણા લુણાવાડામાં રહે છે. એ કસ્બામાં ૧૦,૧૦૧ માણસની વસ્તી તથા ગામ સુધરાઈ ખાતું છે.

( ૫ ) સુંથ.--એનું ક્ષેત્રફળ ૩૯૪ ચોરસ મૈલ છે અને એમાં ૭૪,૨૭૫ રહેવાશીઓ છે. એના રાજા પણ રજપૂત છે અને તે

મહારાણા કહેવાય છે. આ સંસ્થાનમાં બારીઆ અને લુણાવાડામાં જુદી જુદી જાતનું ધાન્ય અને ઈમારતી લાકડું થાય છે.

(૬) વાડાસીનોર—એનું ક્ષેત્રફળ ૧૮૯ ચોરસ મૈલ તથા એમાં ૫૩,૨૧૫ માણસની વસ્તી છે. એમાં ધાન્ય અને રૂ પાકે છે. એના ઉપર અમલ કરનારને નવાબ કહે છે.

## ૫. ગાયકવાડ સંસ્થાન.

એના તાબાનાં ગામો ઘણાં વિખરાતાં અને બીજાં રાજ્યો જોડે સેળ ભેળ થઈ ગયાં છે. એનો મુખ્ય ભાગ એક બાજૂએ ભરૂચ અને બીજી બાજૂએ ખેડાજિલ્લો, પંચમહાલ અને રેવાકાંઠા એજન્સિની વચ્ચે છે. એ ભાગનું મુખ્ય શહેર વડોદરા છે. (વસ્તી ૧,૧૨,૪૭૧) ને તેમાં મહારાજા ગાયકવાડ રહે છે. બીજો ભાગ સૂરત જિલ્લા જોડે સેળ ભેળ થઇ ગયો છે. તેમાં નવસારી, વલ્લાવી, બલેશ્વર, ગણદેવી, તેલારી, વગેરે પરગણાં છે. ત્રીજો ભાગ કાઠીઆવાડમાં છે. તેમાં અમરેલી મહાલ અને ઓખામંડળ છે. ચોથો ભાગ પાલણપુર અને મહીકાંઠા એજન્સિ તથા અમદાવાદ અને ખેડા જિલ્લાની વચ્ચે છે. એ ભાગમાં મુખ્ય શહેર પાટણ, સિદ્ધપુર, મેસાણા, કડી વગેરે છે. કાઠીઆવાડ, પાલણપુર, મહીકાંઠા, અને રેવાકાંઠા એજન્સિના તાલુકદારોપાસે ગાયકવાડ લહેણી ખંડણી ઈંગ્રેજ સરકાર વસૂલ કરી ગાયકવાડને પહોંચાડે છે. વળી ખાનદેશમાં વજપુરતરાફ ગાયકવાડી છે. ગાયકવાડના રાજ્ય ઉપર નજર રાખવા સારૂ વડોદરા શહેરમાં ઈંગ્રેજની તરફથી ગવર્નર જનરલનો એજંટ તથા ફોજ રહે છે. એ રાજ્યનું ક્ષેત્રફળ ૮,૨૨૬ ચોરસ મૈલ તથા ૨૪,૧૧,૪૪૭ માણસની વસ્તી છે. વડોદરામાં ગાયકવાડે એક આર્ટ્સ કાલેજ, એક હાઈસ્કૂલ તથા ગામોમાં થોડી ગૂજરાતી નિશાળો સ્થાપી છે. મુંબઈ ઈલાકાનાં દેશી રાજ્યોમાં સર્વેથી મોટું એ રાજ્ય છે.

## ૬. ખંભાત સંસ્થાન.

એની ઉત્તરે અને પૂર્વે ખેડા જિલ્લો, અગ્નિકોણમાં ગાયકવાડનો મુલક, દક્ષિણે મહી નદી અને ખંભાતનો અખાત અને પશ્ચિમે સાબરમતી નદી અને અમદાવાદ જિલ્લો છે. એની વધારેમાં

વધારે લંબાઈ ૧૬ કોસ અને પહોળાઇ ૧૨ કોસ છે. એનું ક્ષેત્રફળ ૩૫૦ ચોરસ મૈલ છે. એમાં બે કસ્બા, ૮૬ ગામ તથા ૮૯,૭૨૨ માણસની વસ્તી છે. એ તદન સપાટ, અને નદી વિનાનું છે. રાહાદારી ફંડમાંથી નવાબ સાહેબ બે નિશાળોનું ખર્ચ ચલાવે છે. એ સંસ્થાનનો હાકેમ નવાબ કહેવાય છે. તે મુગલ છે, ને ઇંગ્રેજને પોતાની જમાબંદીમાંથી ખંડણી, તથા બંદરે જકાત લેવાય છે તેમાંથી ભાગ આપે છે. એ સંસ્થાન ખેડાના કલેકટરના ઉપરીપણા નીચે છે, ને એની ખંડણી બોરસદનો મામલતદાર વસૂલ કરે છે. એની રાજધાની ખંભાત મહી નદીને કાંઠે તેના મુખ આગળ છે. એમાં ૩૧,૩૯૭ માણસની વસ્તી છે તેમાંના ૭,૪૬૬ મુસલમાન છે. એમાં બાજરી, જુવાર, ઘઉં અને બીજું ધાન્ય, મીઠું, રૂ, ગળી, અફીણ વગેરે પાકે છે. ખંભાતમાં સૂતરાઉ કાપડ અને શેતરંજી બને છે. કપડવણજ વગેરે ઠેકાણેથી અકીક લાવીને સાફ કરી તેનાં જુદાં જુદાં રૂપ બનાવે છે. એ પથરા ઘણા વખણાય છે. ખંભાતના અખાતમાં મુસાફરી કરવાને વરસો વરસ વધારે વધારે અડચણ પડતી જાય છે, તેથી કરી દેશનો વેપાર પડી ભાગતો જાય છે.

## ૭. पंच महाल एजन्सि.

પંચ મહાલમાં ગવર્નરનો એજંટ રહે છે તેના તાબામાં નારુકોટની નાની જમીનદારી છે. એ સંસ્થાન પંચ મહાલની અગ્નિકોણમાં છે અને તેની આસપાસ રેવા કાંઠાના છોટા ઉદેપુરની જમીન આવેલી છે. એનું ક્ષેત્રફળ ૧૪૩ ચોરસ મૈલ તથા વસ્તી ૭,૪૫૦ માણસની છે. એમાં ૫૨ ગામ છે. એની હવા સારી નથી. ત્યાં કોળી અને નાયકા લોકો વસે છે. નાયકા લોક જંગલી અને ભીલને મળતા છે. એનાઉપર એક કોળીનો અમલ છે. એમાં અનાજ પાકે છે, પરંતુ વેપારની મુખ્ય જણસ ઇમારતી લાકડું છે. એ સંસ્થાન ઇંગ્રેજ અને ગાયકવાડને ખંડણી આપે છે.

## ૮. सुरत एजन्सि.

આ એજન્સિ ને સૂરત જિલ્લો એક નથી. એમાં સચીન, વાંસદા, અને ધરમપુર એ ત્રણ સંસ્થાન છે. તેઓ સૂરતના કલેકટરના

ઉપરીપણું નીચે છે. એ સંસ્થાનોના સંબંધમાં તેને ગવર્નરનો એજંટ કહે છે. આ એજન્સિમાં બે કસ્બા તથા ૩૭૮ ગામ છે.* એ એજન્સિમાં પહેલા વર્ગની સ્કૂલ બે, અને છોકરાની નિશાળ ૪૫ છે. તેમાં ૨,૫૬૩ નિશાળીઆ ભણે છે, અને પાંચ કન્યા શાળા છે, તેમાં ૨૮૨ છોડીઓ ભણે છે.

## સચીણ.

એમાં ૨૦ ગામ છે. તેઓ ઘણું કરીને સૂરત જિલ્લાના ચોરાશી તાલુકામાં વિખરાયલાં છે. એમાં ૧૯,૩૩૭ માણસની વસ્તી છે. એ સંસ્થાનમાં જુવાર, બાજરી, ડાંગર, શેરડી ને રતાળુ પાકે છે, તથા ખાદી વગેરે કાપડ બને છે. એ સસ્થાનમાં ૧૬ નિશાળો છે તેમાં ૧,૨૫૮ છોકરા ભણે છે. સચીણમાં એક લાયબ્રરી તથા દવાખાનું છે.

મુખ્ય ગામ સચીણ છે, તેમાં કિલ્લો તથા મહેલ છે. વળી એક મહેલ લાછપુરમાં પણ છે. નવાબના બાપદાદા જંજીરામાં રહેતા અને તેઓ પોતાનાં કૃત્યને માટે મરાઠાના ઇતિહાસમાં પ્રખ્યાત છે. પ્રથમ બાલુમીઆં તે જગ્યા છોડીને ઇંગ્રેજે આપેલા આ પરગણામાં આવી રહ્યો.

## વાંસદા.

એની ઉત્તરે ગાયકવાડી અનાવળ અને અંતાપુર પરગણાં, પૂર્વે ખાનદેશ, દક્ષિણે ધરમપુર અને પશ્ચિમે સૂરત જિલ્લો છે. એની વસ્તી ૪૧,૩૭૩ માણસની છે. એ રજપૂત રાજાનું છે. એમાં ડુંગરા તથા જંગલ છે. એમાં મુખ્ય નદીઓ કાવેરી અને અંબિકા છે. એની રાજધાની વાંસદામાં ૩,૦૦૩ માણસની વસ્તી છે. બોનાર અને કાંબલા મોટાં ગામ છે. એ રાજ્યમાં ૧૩ નિશાળો છે. તેમાં ૫૦૮ છોકરા ભણે છે. દવાખાનું, કન્યાશાળા વગેરે ઘણાં શોભીતાં મકાનો છે. મુખ્ય નિકાસમાં ડાંગર, નાગલી, દાળ, તલ, કોદ્રા, જુવાર, શેરડી, મહુડાં અને ખજૂરાં થાય છે. ઈમારતી લાકડું અને સીસમ પણ થાય છે.

## ધરમપુર અથવા રામનગર.

એની ઉત્તરે વાંસદા, પૂર્વે ખાનદેશ, દક્ષિણે થાણા જિલ્લો, અને પશ્ચિમે સૂરત જિલ્લો છે. ઉત્તર દક્ષિણ લંબાઈ ૨૪ મૈલ અને પૂર્વ

---

* એ સંસ્થાનનું ડુમસ ગામ દરિયા કિનારે આવવાથી હાલ તે હવાનું ઠેકાણું થયું છે, અને ઘણા શ્રીમંત લોકોએ ત્યાં બંગલાઓ બાંધ્યા છે.

પશ્ચિમ પહોળાઈ ૧૫ મૈલ છે. એમાં ૧,૨૦,૪૫૮ માણસની વસ્તી છે. એમાં ડુંગરા અને જંગલ ઘણાં છે.

નદીઓ:—खरेरा, ओरंगा, पार, कोलक અને दमणगंगा.

મુખ્ય ગામ धरमपुर એમાં રાજા રહે છે. એની વસ્તી ૪,૭૭૫ માણસની છે. રૂમલા, આછાવણી અને ગોડથળ મોટાં ગામ છે. મુખ્ય નિકાસ—કઠોળ, શેરડી, ડાંગર, નાગલી, અને બીજું ધાન્ય. ઈમારતી લાકડાંનો તથા સીસમનો વેપાર ઠીક ચાલે છે. લોકો સાદડી, નળીઆં, ઈંટ, માટીનાં વાસણ, ચૂનો અને ખાટલાની પાટી બનાવે છે.

---

# प्रकरण ८ मुं.

## दक्षिण (દખણ).

દક્ષિણ દેશના મેદાનમાં મોટી નદીઓ છે, ને તે નદીઓના કાંઠાની ભૂમિ ઘણી રસાળ છે; પરંતુ હવા ભેજ વગરની છે અને વરસાદ નિયમસર આવતો નથી, તેથી સારાં વરસોમાં પણ ચોમાસા સિવાય બાકીના વખતમાં ભૂમિ ખેતી વગર ઉજડ રહે છે, અને વનસ્પતિ ઉગતી નથી.

**૧. खानदेश जिल्लो.**—આખા ઈલાકામાં એ મોટામાં મોટો જિલ્લો છે. એમાં મુખ્ય નદી તાપી છે, અને ધુળીઆ, मालेगाम અને नन्दरबार એ નગરો છે. ધુળીઆમાં મોટી કચેરીઓ છે.

એનું ક્ષેત્રફળ ૧૦,૯૦૭ ચોરસ મૈલ અને ૧૪,૬૦,૮૫૧ માણસની વસ્તી છે. એની ઉત્તરે નર્મદા નદી અને સાતપૂડા પર્વત, પૂર્વે મધ્ય પ્રાંતો અને વરાડ, દક્ષિણે સાતમાળા અથવા અજુંટા પર્વતો નિઝામના મુલકથી એને જૂદો પાડે છે, નૈર્ઋત્ય કોણમાં નાશક જિલ્લો અને પશ્ચિમે (એજન્સિના મુલક સહિત) સૂરત ઈલાકો, ગાયકવાડનો મુલક અને રેવાકાંઠા એજન્સિ છે. તાપી નદી પૂર્વ દિશાએ ખાનદેશમાં થઈ નૈર્ઋત્ય કોણ તરફ વહે છે. ગિરણા નદી સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળીને વાયવ્ય કોણમાં વહી તાપીને મળે છે. એ બે નદીના કાંઠાની ભૂમિ ઘણું કરીને રસાળ અને ખેડાણ છે. કેટલાક નીચા ડુંગરા સિવાય એ જિલ્લાનો મધ્ય અને

પૂર્વ ભાગ સપાટ છે. અને થોડીક ભૂમિ રસાળ છે. તો પણ તે ઘણું કરીને વેરાન અને ઉજડ છે. ઉત્તરે અને પૂર્વે એ મુલક ઘણો ખરબચડો અને વિકટ છે, ઝાડો ઘણાં છે, અને તેમાં ભીલ લોકો રહે છે. મુખ્ય નિકાસ–અનાજ, કઠોળ અને રૂ, થોડી શેરડી અને તમાકુ પણ થાય છે. એ જિલ્લાના ૧૬ તાલુકા કર્યા છે, અને એમાં ૩૧ કસ્બા છે. દરેક શહેરમાં ૫,૦૦૦ કરતાં વધારે માણસ વસે છે. મુંબઇની રેલવે એ જિલ્લામાં થઈ અલાહબાદ અને કલકત્તા સુધી જાય છે અને બીજી સડક ભુસાવળમાં છે તે મધ્ય પ્રાંતમાં નાગપૂર સુધી જાય છે.

૨. खानदेश एजन्सि–ખાનદેશના કલેકટરના તાબા હેઠળ, પશ્ચિમ ભાગમાં એ એજન્સિનાં સંસ્થાનો છે. (१) डांगनो मुलक, (२) भुळगणानो मुलक અને (३) महेवासी परगणा.

(१) डांगनो मुलक સહ્યાદ્રિ પર્વતની પશ્ચિમે છે. એનું ક્ષેત્રફળ ૬૬૦ ચોરસ મૈલ તથા ૩૨,૯૨૦ માણુસની વસ્તી છે. એ પર સાત ભીલ સરદારનો અમલ છે. એમાં પર્વતો અને ખીણો છે તેમાં ઘણે ખરે ઠેકાણે ઘાડાં જંગલો છે. મુખ્ય પેદાશમાં જૂદી જૂદી જાતનું ધાન્ય અને ઇમારતી લાંકડું છે તેમાં વિશેષ કરીને સાગ. હિંદુસ્તાની, મરાઠી અને ગૂજરાતી, એ ત્રણ ભાષા સેળભેળ બોલાય છે. બીજા ભાગ કરતાં ગૂજરાત જોડે આવ જાનો તથા વેપારનો વહેવાર વધારે છે તેથી ગૂજરાતીનું પ્રબળ વિશેષ છે.

(૨) सूलगणानो मुलक ડાંગના મુલકની દક્ષિણે, પેંઠ સંસ્થાનની ઉત્તરે અને સહ્યાદ્રિ પર્વતની પશ્ચિમે છે. એનું ક્ષેત્રફળ ૩૬૦ ચોરસ મૈલ તથા એમાં ૧૨,૩૯૮ માણુસની વસ્તી છે. એ મુલક ડાંગના મુલકના જેવો છે; માત્ર ફેર એટલોજ કે જંગલમાંથી ઘણું. ઝાડ કાપી નાંખ્યાં છે. એ મુલક પર એક હિંદુ રાજા (દેશ-મુખ) ને। અમલ છે.

(३) महेवासी परगणा–એ પર ૭ નાયકોનો અમલ છે. એનું ક્ષેત્રફળ ૨,૪૮૦ ચોરસ મૈલ તથા એમાં ૧૪,૭૮૫ માણુસની વસ્તી છે. એ ખાનદેશ જિલ્લાની વાયવ્ય કોણમાં નર્મદા અને તાપી નદીઓની વચ્ચે છે. મુખ્ય નિકાસ–મહુડાં (એનો દારૂ બને છે), મધ, લાખ અને ઇમારતી લાંકડાંની છે. એ પરગણાની ભૂમિ ઘણી રસાળ છે, તો

પણ ડાંગના મૂલકમાં ઈમારતી લાકડું જેવું મોટું અને સારૂં થાય છે. તેવું એમાં થતું નથી. એમાં મુખ્યત્વે કરીને ભીલ લોક વસે છે

(૩) **નાશક જિલ્લો**—એમાં મુખ્ય નદી **ગોદાવરી** અને મુખ્ય શહેર **નાશક** છે.

એની ઉત્તરે **ખાનદેશ** જિલ્લો. દક્ષિણે **અહમદનગર** પૂર્વે **નિઝામનું** રાજ્ય, અને પશ્ચિમે **થાણા** જિલ્લો, પેંઠ સંસ્થાન અને **ખાનદેશ** એજન્સિ છે. પેંઠ સુદ્ધાં એ જિલ્લાનું ક્ષેત્રફળ ૫,૯૪૦ ચોરસ મૈલ અને વસ્તી ૮,૪૩,૫૮૨ માણસની છે. પશ્ચિમે **સહ્યાદ્રિ** પર્વતની પાસે એ મુલક પહાડી છે, અને પૂર્વ તરફ જતાં વધારે સપાટ અને ખુલ્લો છે. ઘણું કરીને ભૂમિ રસાળ છે, પરંતુ ઝાડ ઘણાં થોડાં છે. ઘણું કરીને ભૂમિનો ઢાળ પૂર્વ તરફ છે; પરંતુ ચંદ્ર પર્વત વડે એ મુલકના બે ભાગ થાય છે. ઉત્તર ભાગમાં **તાપીને** મળનારી **ગિરણા** અને દક્ષિણ ભાગમાં **ગોદાવરી** નદી **ત્ર્યંબક** આગળ ઉત્પન્ન થઇને દક્ષિણ હિંદુસ્તાનમાં થઈ **બંગાળાના** ઉપસાગરને મળે છે. મુખ્ય નિકાસ—ડાંગર, જુવાર, બાજરી, નાગલી, શેરડી, તમાકુ, રૂ, સણ અને જૂદી જૂદી જાતનું કઠોળ. **નાશક** અને યેવલા કસ્બાઓમાં ખેતી ઉપરાંત મુખ્ય ઉદ્યમ પિત્તળનાં વાસણ બનાવવાનો અને રેશમ વણવાનો છે, હર બાર વર્ષે બૃહસ્પતિ સિંહ રાશિમાં આવે છે ત્યારે **નાશક ત્ર્યંબકમાં ગોદાવરીની** મોટી જાત્રા ભરાય છે. ત્ર્યંબકમાં ગોદાવરીનું મૂળ છે. એ જિલ્લાના ૧૦ તાલુકા અને બે પેટા મહાલ કર્યા છે. તેમાં ૬ નગર છે. દરેક નગરમાં ૫,૦૦૦ કરતાં વધારે માણસ વસે છે. **મુંબઇથી કલકત્તા** સુધી રેલવે જાય છે, તે **થાણામાં કસૂર** અને **ઈગતપુરી** વચ્ચે **થળ** ઘાટને રસ્તે એ જીલ્લામાં થઇને જાય છે.

૪. **પેંઠ સંસ્થાન**—એ **નાશકના** કલેકટરના તાબા હેઠળ છે. **નાશક** જિલ્લાની પશ્ચિમે **સહ્યાદ્રિ** પર્વતના પશ્ચિમ ઢાળમાં એ સંસ્થાન છે.

એનું ક્ષેત્રફળ ૪૫૮ ચોરસ મૈલ અને એમાં ૬૧,૦૫૪ માણસની વસ્તી છે. એમાં ઈમારતી લાકડું અને જુદી જુદી જાતનું ધાન્ય થાય છે. એ મુસલમાન બેગમના તાબામાં છે. પહેલાં એ હિંદવાણી હતી.

૫. **અહમદ નગર જિલ્લો.**—એનું મુખ્ય શહેર **અહમદ નગર** છે.

એની ઉત્તરે નાશક જિલ્લો, પૂર્વે નિઝામનું રાજ્ય, અગ્નિ કોણમાં શોલાપુર જિલ્લો અને નૈર્ઋત્ય કોણમાં ભીમા નદી પુણા જિલ્લાથી એને જૂદો પાડે છે; પશ્ચિમે પુણા અને થાણાં જિલ્લા છે. એનું ક્ષેત્રફળ ૬,૬૪૫ ચોરસ મૈલ અને ૮,૮૮,૭૫૫ માણુસની વસ્તી છે. એ જિલ્લાનો પૂર્વ ભાગ પહાડી છે, અને તેની ભુમિનો ઢાળ પશ્ચિમથી પૂર્વમાં છે, તેથી એ ભાગનું પાણી ઉત્તરે ગોદાવરીમાં અને દક્ષિણે ભીમા નદીમાં પડે છે.

કેટલાંક શહેરમાં ઘણા લોકોનો મુખ્ય ઉદ્યમ વણવાનો છે. મુખ્ય નિકાસ બાજરી અને તુવરની છે. તે પહેલી પકવે છે, અને પછી ઘઉં, ચણા, જુવાર અને તમાકુ પકવે છે. શેરડી અને શાક ભાજી પણ ઊગે છે. લોકોનો મુખ્ય ખોરાક બાજરી અને જુવાર છે. એ જિલ્લાના ૧૧ તાલુકા કર્યા છે, તેમાં ૯ શહેરો છે. દરેક શહેરમાં ૫,૦૦૦ કરતાં વધારે માણુસની વસ્તી છે. આગલા મુસલમાની રાજ્યનો કિલ્લો અને રાજધાની અહમદ નગર હતું. મુંબઈથી મદ્રાસ અને હૈદરાબાદ સુધીની રેલવે એ જિલ્લાની દક્ષિણમાં થઈ ને જાય છે.

૬. પુણા જિલ્લો—એનું મુખ્ય શહેર પુણા છે.

એનું ક્ષેત્રફળ ૫,૩૬૯ ચોરસ મૈલ અને વસ્તી ૧૦,૬૭,૮૦૦ માણુસની છે. એની ઉત્તરે અહમદ નગર જિલ્લો, પૂર્વે અહમદ નગર અને શોલાપુર જિલ્લો, એની દક્ષિણે સાતારા જિલ્લો અને ફલટન સંસ્થાનની વચ્ચે નીરા નદી છે, અને પશ્ચિમે એ જિલ્લાની અને કોંકણની વચ્ચે ભોર સંસ્થાન અને સહ્યાદ્રિ પર્વત છે.

એ જિલ્લામાં નદીઓ ઘણી છે. તેઓ ઘાટમાંથી નીકળી પૂર્વમાં વહે છે, અને જુન્નર પાસે ઉત્પન્ન થઇ એ જિલ્લાની પૂર્વ બાજૂએ ભીમા વહે છે તેને મળે છે. મુંબઈથી મદ્રાસ અને હૈદરાબાદ સુધી રેલવે જાય છે તે ભોરઘાટ ઉપર થઇ એ જિલ્લાની આરપાર જાય છે. એ જિલ્લાના ૮ તાલુકા કર્યાં છે, તેમાં ૫ કસ્બા છે. દરેક કસ્બામાં ૫,૦૦૦ કરતાં વધારે માણુસ વસે છે, મોટામાં મોટું શહેર પુણા છે તેમાં પહેલાં પેશ્વાની રાજ્ય ગાદી હતી. ચોમાસાના દિવસમાં મુંબઈના ગવર્નર સાહેબ પુણામાં રહે છે, કેમકે ત્યાંની હવા એ ઋતુમાં સારી હોય છે. શહેર બહાર થડમાં મોટી લશ્કરી છાવણી છે

**મુખ્ય નિકાસ**—ખરિફ પાકમાં જુવાર, બાજરી, તુવર, તલ, સણ, મગ, અડદ, કંદમૂળ અને નાચણી કે રાગી; રવિ પાકમાં જુવાર, ઘઉં, ચણા અને જવ,

**સાતારા જિલ્લો**—એનું મુખ્ય નગર સાતારા છે.

એનું ક્ષેત્રફળ ૪,૯૮૭ ચોરસ મૈલ તથા વસ્તી ૧૨,૨૫,૯૮૯ માણસની છે. એની ઉત્તરે ભોર અને ફલટન સંસ્થાન છે, તથા નીરાં નદી એને ફલટનથી જૂદો પાડે છે. પૂર્વે શોલાપુર જિલ્લો અને જત સંસ્થાન, દક્ષિણે કોલાપુર અને બેલગામ એજન્સિ, અને પશ્ચિમે કોકણના પ્રાંતો છે. એ જિલ્લો પહાડી છે અને તેનો ઢાળ સહ્યાદ્રિ પર્વતની પૂર્વમાં છે. એ જિલ્લામાં મુખ્ય નદી કૃષ્ણા છે તે પોતાની શાખા કોયના સહિત મહાબળેશ્વરમાં ઉત્પન્ન થઇ એ જિલ્લામાં વહે છે. કૃષ્ણા નદીની બીજી શાખા વારણા દક્ષિણમાં છે. એ જિલ્લાની ઇશાન કોણમાં નીરા નદી ભીમાને મળે છે. મુખ્ય ઉદ્યમ વણવાનો અને ખેતીનો છે. મુખ્ય ખેતીની પેદાશ જુવાર, બાજરી, ડાંગર, રૂ, ઘઉં, તુવર, ચણા, શેરડી, તમાકુ, વનસ્પતિ, અને કંદમૂળ છે

એ જિલ્લાના ૧૩ તાલુકા કર્યા છે તેમાં સાતારાસુદ્ધાં ચૌદ શહેર છે. પહેલાં સાતારામાં શિવાજીના વંશજો રાજ્ય કરતા.

**૮ सातारा एजन्सि**—સાતારા નિસબત જાગીરદારો પહેલાં સાતારાના રાજાને આધીન હતા. પરંતુ હાલમાં ઇંગ્રેજના તાબેદાર છે. ઇંગ્રેજ સરકારનો એજંટ સાતારાનો કલેકટર છે. એમની જાગીરો નીચે પ્રમાણેઃ—

| | ક્ષેત્રફળ. ચોરસ મૈલ. | વસ્તી. |
|---|---|---|
| पंत सचीव भोरना जागीरदार. | ૧,૪૯૧ | ૧,૫૫,૬૬૯ |
| निंबाळकर, फलटनना जागीरदार. | ૩૯૭ | ૬૬,૩૮૩ |
| पंत प्रतिनिधि, औंदना जागीरदार, | ૪૪૭ | ૬૫,૧૪૬ |
| डफळे, जतना जागीरदार. | ૯૭૯ | ૭૯,૭૮૬ |
| કુલ એકંદર | ૩,૩૧૪ | ૩,૬૬,૯૮૪ |

સાતારા જિલ્લાના વાયવ્ય કોણમાં ભોર સંસ્થાન છે તેને તાબે કોંકણ મધ્યે પશ્ચિમ ઘાટમાં એક અલાયદો મુલક છે. અહિં ડાંગર, નાગલી વગેરે પાકે છે.

બીજાં સંસ્થાનોમાં ફલટન એ જિલ્લાની ઉત્તરે અને ઔંધ અને જત સંસ્થાનો દક્ષિણે અને અગ્નિ કોણમાં છે. એમની આસપાસના ઇંગ્રેજી મુલકમાં જેવો પાક નીપજે છે તેવો એ ત્રણ સંસ્થાનોમાં થાય છે. જત સંસ્થાનમાં સુરોખાર અને લોઢું જડે છે. અને ગાળવાની કુલ્લી બનાવવાની માટી છે. મુંબઇ ઇલાકાના બીજા ભાગોમાં, તેમાં ઘણું કરીને સહ્યાદ્રિ પર્વતમાં પણ લોઢું જડે છે. સાતારાના ચાર જાગીરદારોમાં પંત સચીવ અને પંત પ્રતિનિધિ બ્રાહ્મણ છે અને બાકીના બે મરાઠા છે.

૯ સોલાપૂર જિલ્લો.—મુખ્ય શહેર સોલાપૂર છે.

એનું ક્ષેત્રફળ ૪,૫૪૨ ચોરસ મૈલ તથા ૭,૫૦,૬૮૯ માણસની વસ્તી છે. એની ઉત્તરે અહમદનગર, દક્ષિણે ભીમા નદી અને સાતારા એજન્સિ એની અને કલાદગી જિલ્લાની વચ્ચે છે; પૂર્વે નિઝામનું રાજ્ય, અને પશ્ચિમે સાતારા અને પુણા જિલ્લા છે. બારશી તાલુકા સિવાય બીજા ભાગમાં વરસાદ મોંડો પડે છે, અને મુલક ઊજડ દેખાય છે. કોંકણ અને દક્ષિણ કે મહારાષ્ટ્રમાં મરાઠી ભાષા બોલાય છે, પરંતુ એ જિલ્લાના દક્ષિણ ભાગમાં કાનડી પણ બોલાય છે. મુખ્ય નિકાસ—(ખરિફ) બાજરી, તુવર, ડાંગર, અને રૂ; અને (રવિ) જુવાર, ઘઉં અને ચણા. મોટાં શહેરમાં ઘણા લોકો વણવાનો ધંધો કરે છે. એ જિલ્લાના ૬ તાલુકા કર્યા છે તેમાં ૭ કસ્બા છે. દરેક કસ્બામાં ૫,૦૦૦ કરતાં વધારે માણસ વસે છે. બારશી કસ્બામાં રૂનો વેપાર ઠીક ચાલે છે. હેદરાબાદ જોડે શોલાપુરનો બહોળો વેપાર છે. બીજું નગર પંઢરપૂર છે તેમાં હર વરસ જાત્રા ભરાય છે ત્યારે ઘણા લોકો એકઠા થાય છે. મુંબઇથી હેદરાબાદ અને મદ્રાસ સુધીની રેલવે આખા શોલાપૂર જિલ્લામાં થઇને જાય છે.

૧૦ અકલકોટ સંસ્થાન—એ સંસ્થાન શોલાપૂર જિલ્લાની અગ્નિ કોણમાં વીસ મૈલને છેટે શોલાપુર જિલ્લા સાથે જોડાયલું છે.

એના ઉત્તરે, પૂર્વે અને દક્ષિણે નિઝામનું રાજ્ય અને એની અને કલાદગી જિલ્લાની વચ્ચે ભીમા નદી છે. એનું ક્ષેત્રફળ ૪૯૮ ચોરસ મૈલ અને વસ્તી ૭૫,૭૭૪ માણુસની છે. એ મુલક ઝાડ વગરનો અને ઊંચો નીચો છે. એમાં નદીઓ ઘણી છે. એ સંસ્થાનમાં વરસાદ ઘણું કરીને ઠીક આવે છે. મુખ્ય નિકાસ—જુવાર, ડાંગર, શેરડી, ચણા, ઘઉં, અળશી, અને કડબ. એ સંસ્થાનમાં ઘણા વણકરો રહે છે. પહેલાં એ સંસ્થાનના ઉપરી સાતારાના રાજા હતા, પરંતુ હાલમાં ઇંગ્રેજ છે. ત્યાંનો રાજા ભોસલા કુટુંબનો મરાઠો છે.

---

# प्रकरण ९ मुं.

## कोंकण.

કોંકણ પ્રાંત ઘાટ (સહ્યાદ્રિ) અને દરિયા વચ્ચે જમીનનો સાંકડો કકડો છે. ભૂમિમાં ડાંગર ઊગે એવી ફળદ્રુપ જમીન તથા નાળિએરીની વાડીઓ છે, પરંતુ આખો પ્રાંત લેઇએ તો ખડબચડો અને વિકટ છે. એમાં ખાંઇઓ તથા પર્વતોની હાર અને છૂટાં શિખરો ઘણાં છે. એ પ્રાંત ખડબચડો હોવાથી તથા ત્યાંની હવા ભેજવાળી હોવાથી ઝાડ ઘણાં ઊગે છે. થોડો સાગ થાય છે તે ઘણો કીમતી છે. ગુજરાતની દક્ષિણે સૂરતથી તે પોર્તુગીઝ તાબાના ગોવા પ્રાંત સુધી કોંકણના વિભાગની હદ ગણેલી છે. એ વિભાગ નીચે પ્રમાણે છે:—

| વિભાગ | મુખ્ય શહેર. |
|---|---|
| १. थाणा जिल्लो. | थाणा. |
| २. जवार संस्थान. | |
| ३. कोलाबा जिल्लो. | अलिबाग |
| ४. जंजिरा संस्थान. | जंजिरा. |
| ५. रत्नागिरि जिल्लो. | रत्नागिरि. |
| ६. सावंतवाडी संस्थान. | |

**૧. થાણા જિલ્લો.**—એનું ક્ષેત્રફળ ૩,૫૩૫ ચોરસ મૈલ તથા વસ્તી ૯,૦૪,૮૫૮ માણસની છે. એના ૧૧ તાલુકા કર્યા છે. એની ઉત્તરે પોર્ટુગીઝ તાબાનું દમણ તથા સૂરત જિલ્લો, પૂર્વે નાશક, અહમદ નગર અને પુણા જિલ્લો, દક્ષિણે કોલાબા જિલ્લો અને પશ્ચિમે અરબી સમુદ્ર છે. પૂર્વ અને ઈશાન કોણમાં એની ભૂમિ ઊંચી છે, તેમાં ઝાડો ઘણાં છે અને થોડી જમીન ખેડાયલી છે. કાંઠા સમીપ નીચી છે, અને જ્યાં સમુદ્રનું પાણી ફરી નથી વળતું ત્યાં રસાળ છે. નદીઓ ઊંડી છે, તથા ચોમાસામાં તેમનો વેગ વધારે હોય છે, તો પણ તેઓ ઉપયોગી નથી, કેમકે શિયાળામાં પાણી થોડું હોય છે અને ઊનાળામાં ઘણું ખરૂં સૂકાઈ જાય છે.

મુખ્ય નિકાસ.—ચોખા અને નાગલી. વળી થોડાક ચણા અને અડદ પાકે છે. કાંઠા ઉપર બાગાયત પેદાશ પણ થાય છે, જેમકે શેરડી, કેળાં, પાન, આદું, નાળિએર વગેરે. કાંઠા ઉપર ઘણાં ગામડાંમાં લોકો માછલાં પકડવાનો ધંધો કરે છે. આખા જિલ્લામાં દારૂ ગાળવાનાં ઘણાં કારખાનાં છે. એ જિલ્લાનું મુખ્ય શહેર થાણા સાષ્ટિ બેટમાં છે. એ સિવાય સાત મોટાં શહેરો છે. દરેક શહેરમાં ૫,૦૦૦ કરતાં વધારે માણસ વસે છે, એમાંનાં કલ્યાણ શહેર આગળ હિંદુસ્તાન અને દક્ષિણ ભણી જતી મુંબઈની રેલવે સડકના બે ફાંટા થાય છે. એક ફાંટો થળઘાટે ચઢી નાશક, અલાહાબાદ અને કલકત્તે જાય છે, અને બીજો ભોરઘાટે થઇ પુણા, શોલાપુર અને મદ્રાસ જાય છે. બીજું મોટું શહેર વાંદરા છે તેમાં પાળ ઉપર પૂલ બાંધેલો છે તેથી મુંબઇ બેટ અને સાષ્ટિ બેટ જોડાયલા છે.

**૨. જવાર સંસ્થાન.**—એની આસપાસ થાણા જિલ્લો છે. એનું ક્ષેત્રફળ ૫૩૪ ચોરસ મૈલ તથા વસ્તી ૫૨,૮૩૧ માણસની છે. એના ત્રણ મહાલ કર્યા છે. એ મુલક જંગલી અને પહાડી છે, પરંતુ ડાંગર, નાગલી, વરી, કઠોળ, ચણા અને તલ પાકે છે. વળી જંગલની પણ પેદાશ છે.

**૩. કોલાબા જિલ્લો.**—એનું ક્ષેત્રફળ ૧,૮૭૨ ચોરસ મૈલ તથા વસ્તી ૫,૦૯,૫૮૪ માણસની છે, એના પાંચ તાલુકા કર્યા છે. એની

ઉત્તરે **મુંબઈ** બંદર, **થાણા** જિલ્લો તથા **અંબા નદી** છે. પૂર્વે પંત સચીવ સંસ્થાન તથા પુણા અને **સાતારા** જિલ્લા છે, દક્ષિણે રત્નાગિરિ જિલ્લો અને **જંજીરા** સંસ્થાન છે; અને પશ્ચિમે દરીઆ છે. એમાં ડુંગરો ઘણા છે. કેટલાક ડુંગરો બહુજ ઊંચા છે. તેઓ ઘાટને કાટ-ખૂણે પશ્ચિમ તરફ પ્રસરેલા છે અને બીજાં એકાંત શિખરો છે. ભરતી આવે એવી ખાડીઓ, જેમકે ઉત્તરે **નાગોઠણા** ખાડી, પશ્ચિમે **રોહે** અથવા **ચૌલ** ખાડી, દક્ષિણે બાણકોટ ખાડી, ત્રીસ ચાળીસ મૈલ સુધી જિલ્લામાં પ્રસરેલી છે, તેથી ડાંગર તથા સૂકાં માછલાંના વેપારનો ધોરી રસ્તો છે. મુખ્ય ઉદ્યોગ ડાંગર પકવવાનો, તેલ કહાડવાનો, નાળિએરના રેસાનાં દોરડાં વણવાનો, અને મીઠું પકવવાનો છે. કાંઠા પર આવેલાં ગામડાંના માછીઓ જથાબંધ માછલાં ઝાલી પરદેશ ખાતે ચઢાવે છે. એમાંનો કેટલોક ભાગ **મુંબઈ** જાય છે, પરંતુ ઘણો ખરો ભાગ જૂદા જૂદા ડુંગરોને માર્ગે દેશાવર જાય છે. **ચૌલ**માં લોકો રેશમ વણવાનો ધંધો કરે છે, તે પોર્ટુગીઝ લોકે દાખલ કરેલો કહેવાય છે. ચોમાસાનો મુખ્ય પાક ડાંગર છે, વળી ઊંચા પ્રદેશોમાં નાચણી અને વરી નામે અનાજ ઉગે છે. શિયાળાનો પાક ઓછી કીમતનો છે. એ પાકમાં મુખ્ય ચણા અને તુવર છે. કાંઠા ઉપર નાળિએરી અને સોપારીનાં ઝાડની વાડીઓ છે. થોડી શેરડી અને શાક ભાજી પણ થાય છે. જિલ્લો નાનો છે. માટે તીજોરીનો હિસાબ **થાણા** જિલ્લાના હિસાબમાં લખાય છે. એમાં આઠ શહેર છે તેમાંના દરેકમાં ૫,૦૦૦ કરતાં વધારે માણસની વસ્તી છે.

૪. **જંજિરા સંસ્થાન.**—એ સંસ્થાન **મુંબઈ** અને **રત્નાગિરિ**ની વચ્ચો વચ્ચ કાંઠા ઉપર છે. એનું ક્ષેત્રફળ ૩૨૪ ચોરસ મૈલ છે. એની ઉત્તરે અને પૂર્વે **કોલાબા** જિલ્લો છે તથા દક્ષિણે **બાણકોટ** પર્વત રત્નાગિરિ જિલ્લાથી એને જૂદા પાડે છે. એમાં આશરે ૮૧,૭૮૦ માણસની વસ્તી છે. એના ઉપર **નવાબ સાહેબ**નો અમલ છે. તેના તાબામાં કાઠીઆવાડનું **જાફરાવાદ** પણ છે. એ નવાબ **હબસી** દેશ કે **આબિસિનિઆ**નો સીધી છે, અને **જંજીરા**ના કિલ્લામાં રહે છે. વળી **કોલાબા**ના કલેકટરના

તાબા હેઠળ આસિસ્ટંટ પોલિટિકલ એજંટ જંજીરામાં રહે છે. મુખ્ય નિકાસ–ડાંગર, નાગલી અને મીઠું. એમાં સાડીઓ પણ વણાય છે.

૫. રત્નાગિરિ જિલ્લો.—એનું ક્ષેત્રફળ ૩,૯૨૨ ચોરસ મૈલ તથા ૧૧,૦૫,૯૨૬ માણસની વસ્તી છે. એની ઉત્તરે જંજીરા અને કોલાબા, પૂર્વે સાતારા જિલ્લો અને કોલાપૂર સંસ્થાન, દક્ષિણે સાવંતવાડી અને ગોવા સંસ્થાન અને પશ્ચિમે દરિયો છે. એમાં ડાંગર પુષ્કળ પાકે એવી જમીન નીચાણમાં છે. પરંતુ ઘણી ખરી જમીન વેરાન છે. એમાં ડુંગરો, નદીઓ અને ખારા પાણીના કુંડ ઘણા હોવાથી દેશ વિકટ છે. ખેતી ઉપરાંત મુખ્ય ઉદ્યમ માછલાં પકડવાનો અને છો તથા ચૂનો પકવવાનો છે. મુખ્ય ખેતીની પેદાશ ડાંગર, નાગલી કે નાચણી, વરી, વહી, નાળિએર, અને સોપારી એના આઠ તાલુકા કર્યા છે. વિંગોરલા અને હરણાઈ બંદર સુદ્ધાં એમાં પાંચ મોટાં શહેર છે.

૬. સાવંવતવાડી સંસ્થાન.—એ કોંકણની છેક દક્ષિણે છે. એનું ક્ષેત્રફળ ૯૨૬ ચોરસ મૈલ છે તથા વસ્તી ૧,૯૨,૯૪૮ માણસની છે. એની ઉત્તરે અને પશ્ચિમે રત્નાગિરિ જિલ્લો, પૂર્વે કોલાપૂર સંસ્થાન અને બેલગામ જિલ્લો, અને દક્ષિણે ગોવા સંસ્થાન છે. એ સંસ્થાન ભોંસલા કુળના મરાઠા સરદારના તાબામાં છે, અને ઇંગ્રેજ તરફથી સાવંતવાડીમાં પોલિટિકલ એજંટ રહે છે. એમાં ડાંગર, નાગલી, વરી અને નાળિએર થાય છે. વળી હરડાં થાય છે તે લૂગડાં તથા ચામડાં ઉપર રંગ ચઢાવવાના કામમાં આવે છે.

# प्रकरण १० मुं.

## दक्षिण महाराष्ट्र देश अने उत्तर कानडा.

દક્ષિણ મહારાષ્ટ્ર દેશ એ નામ નવું છે. અસલના મહારાષ્ટ્ર અને કર્ણાટક દેશના કેટલાક ભાગો મળીને એ દેશ થયો છે. કૃષ્ણા નદીની દક્ષિણના મુલકને કર્ણાટક કહેતા; અને મહારાષ્ટ્ર તથા કર્ણાટક દેશની ભાષાઓ જૂદી છે.

કર્ણાટક દેશમાં પર્વતો અને નહિ ખેડી શકાય એવી જમીન થોડીજ છે. એમાં વિસ્તીર્ણ મેદાનો છે. તેમની ભૂમી કાળી રૂ પાકે એવી છે, ને તેમાં ખેતી બહુ સારી થાય છે.

૧. વિજાપુર જિલ્લો.—એનું મુખ્ય શહેર કલાદ્ગી છે.

ભીમા નદી વડે શોલાપૂર અને અકલકોટથી એ જિલ્લો જુદો પડેલો છે. ભીમા નદી આગળ જતાં નિઝામના રાજ્યમાં કૃષ્ણાને મળે છે. એ જિલ્લાની પૂર્વે નિઝામનું રાજ્ય, દક્ષિણે ધારવાડ જિલ્લો, અને પશ્ચિમે રામદુર્ગ, મુધોળ, જમખંડી અને જત સંસ્થાનો છે. ભીમા નદી સિવાય કૃષ્ણા, ઘટપ્રભા અને મલપ્રભા એ ત્રણ નદીઓ એ જિલ્લામાં છે. છેલ્લી બે નદીઓનો સંગમ કૃષ્ણા જોડે થાય છે. એ જિલ્લો ઊંચો નીચો છે, અને ખજૂરી સિવાય બીજાં ઝાડ એમાં નથી. એ જિલ્લાનું ક્ષેત્રફળ ૫,૬૬૮ ચોરસ મૈલ અને ૭,૯૬,૩૯૯ માણસની વસ્તી છે. લોકોનો મુખ્ય ઉદ્યોગ ખેતી અને વણવાનો છે. ખેતીની પેદાશમાં જુવાર, ઘઉં, ચણા, રૂ, અને બાજરી મુખ્ય છે. લોકનો મુખ્ય ખોરાક જુવાર છે. એ જિલ્લામાં કાનડી ભાષા બોલાય છે. પરંતુ ઉત્તરનો તાલુકો ઇંડી છે. ત્યાંના લોક મરાઠી ભાષા બોલે છે. હિંદુઓમાં મોટામાં મોટી સંખ્યા લિંગાયતોની છે. જિલ્લાના આઠ તાલુકા કર્યા છે. તેમાં ૫ કસ્બા છે. આગલા મુસલમાની રાજ્યની રાજધાની વિજાપૂર એમાંનું એક છે, એ રાજ્યને પાદશાહ ઔરંગજેબે તોડી નાંખ્યું હતું એ મોટું શહેર હતું; નવ મૈલ ફરતે એનો કોટ છે, અને એમાંનાં કેટલાંક જૂનાં મકાનો આશ્ચર્ય પમાડે એવાં મોટાં અને સુંદર છે. એવી ઇમારતો માત્ર અમદાવાદમાં છે, મુંબઇ ઇલાકાના બીજા કોઇ શહેરમાં નથી. વેપારમાં સૌથી મોટું નગર બાગલકોટ છે.

૨. બેલગામ જિલ્લો—મુખ્ય શહેર બેલગામ છે.

પશ્ચિમમાં વિજાપૂર પછી એ જિલ્લો છે. એની દક્ષિણે ધારવાડ અને કાનડા જિલ્લા છે. બીજી બાજૂએ પર રાજ્ય આવેલાં છે; પશ્ચિમે ગોવા, સાવંતવાડી અને કોલાપૂર; ઉત્તરે મિરજ, સાંગલી અને જત; અને પૂર્વે જમખંડી, મુધોળ અને રામદુર્ગ સંસ્થાનો છે. એ જિલ્લામાં મુખ્ય નદીઓ ઉત્તરે કૃષ્ણા, મધ્યમાં

ઘટપ્રભા અને દક્ષિણે મલપ્રભા છે. એ જિલ્લાની ઉત્તર અને પૂર્વનો ભાગ મેદાન છે અને તેની જમીન સુધરેલી છે, પરંતુ દક્ષિણે સહ્યાદ્રિના ડુંગરથી ઊંચી નીચી ખંડિત થયલી છે. એમાંનાં કેટલાંક સ્થળોમાં ઘાટાં જંગલ છે. એ જિલ્લાનું ક્ષેત્રફળ ૪,૬૫૭ ચોરસ મૈલ અને ૧૦,૧૩,૨૬૧ માણસની વસ્તી છે. એ જિલ્લામાં મરાઠી અને કાનડી ભાષા બોલાય છે. મરાઠી ભાષા ઘણું કરીને એ જિલ્લાના પશ્ચિમ અને દક્ષિણ ભાગમાં અને કાનડી ઉત્તર અને પૂર્વમાં બોલાય છે. લોકનો મુખ્ય ઉદ્યમ ખેતીનો, કાંતવાનો અને વણવાનો, લાંકડાંના અને ધાતુના સામાન બનાવવાનો છે; કુંભાર અને મોચીનો ધંધો પણ ચાલે છે. વળી એ જિલ્લામાં કાપડ અને રેશમનો વેપાર ઠીક ચાલે છે. ખેતીની પેદાશમાં ડાંગર, રૂ, જુવાર, રાગી, ઘઉં, બાજરી, શેરડી, જવ અને કઠોળ મુખ્ય છે. થોડો તમાકુ પણ થાય છે. એ જિલ્લાના સાત તાલુકા કર્યા છે. તેઓમાં ૫ મોટા કસ્બા છે.

૩. कोलापूर एजन्सि.—એનું મુખ્ય શહેર કોલાપૂર છે. શિવાજીના વંશની વડી શાખાનું રાજ્ય સાતારામાં હતું, અને તેના નાના કુવરની ગાદી કોલાપૂરમાં ચાલે છે.

એ સંસ્થાનની ઉત્તરે સાતારા જિલ્લો અને વારણા નદી છે; પૂર્વે કૃષ્ણા નદી એની અને સાંગલી તથા મિરજ સંસ્થાનોની વચ્ચે છે; દક્ષિણે અને અગ્નિકોણમાં બેલગામ જિલ્લો, અને પશ્ચિમે સહ્યાદ્રિ પર્વત એની અને કોંકણ ( સાવંતવાડી અને રત્નાગિરિ ) ની વચ્ચે છે. એ સંસ્થાનનું ક્ષેત્રફળ ૨,૧૪૯ ચોરસ મૈલ અને વસ્તી ૭,૦૫,૨૫૧ માણસની છે. એમાંના લગભગ છ લાખ માણસ મરાઠી અને બાકીના કાનડી બોલે છે. એ સંસ્થાનમાં પુષ્કળ વરસાદ આવે છે, અને પંચગંગા અને બીજી નદીઓના કાંઠાની જમીન ઘણી રસાળ છે. સર્વ સાધારણ ધાન્ય પાકે છે, તેમાં વિશેષે કરીને જુવાર અને ડાંગર, વળી શેરડી, શાક ભાજી અને તમાકુ થાય છે. થોડુંક રૂ, મરચાં અને કસુંબો થાય છે.

સૂતર અને ઊનનો જાડો વણાટ થાય છે, માટીનાં વાસણ અને લુહાર કામ બને છે. થોડુંક લોઢું જડે છે. મહારાજાના તાબામાં ઘણા સરદારો છે તેમાંના વિશાળગઢ, કાગલ, બાવડા, અને ઇચળકરંજીના સરદારો મુખ્ય છે.

૪. દક્ષિણ મરાઠા જાગીર.—એના જાગીરદારો અસલ પેશ્વાની આજ્ઞા માનતા, પરંતુ હાલમાં ઇંગ્રેજને ખંડણી આપે છે અને તેમને આધીન છે. ઇંગ્રેજ સરકારની તરફથી કોલાપૂરનો પોલિટિકલ એજંટ કામ ચલાવે છે. એ જાગીરો આઠ છે તે નીચે પ્રમાણે:—

| | વસ્તી. |
|---|---|
| સાંગલી. | ૨,૩૮,૯૪૫. |
| જમખંડી. | ૧,૦૨,૧૬૨. |
| મિરજ. (વડી શાખા) | ૮૮,૩૪૩. |
| મિરજ. (નાનીશાખા) | ૩૫,૪૮૭. |
| કુરુંદવાડ. (વડીશાખા) | ૪૩,૮૦૯. |
| કુરુંદવાડ. (નાનીશાખા) | ૩૨,૫૨૮. |
| મુધોળ. | ૬૧,૮૧૫. |
| રામદુર્ગ. | ૩૬,૧૮૧. |
| કુલ... | ૬,૩૯,૨૭૦ |

નિકાસ.

આ સર્વે સંસ્થાનોમાં જુવાર, ઘઉં, ચણા અને રૂ પાકે છે. સાંગલી અને કુરૂંદવાડમાં ડાંગર પણ પાકે છે. અને મિરજમાં શેરડી થાય છે સર્વે સંસ્થાનોમાં વાસણ, દેશી જાડાં કાપડ વગેરે બને છે અને મિરજમાં સારંગી, તંબુરા વગેરે વાજિંત્રો બને છે.

વળી એ સરદારોનાં ગામ ઇંગ્રેજી મુલકમાં વિખરાતાં છે. તે ગામોમાં ૧૪,૮૦૦* માણસની વસ્તી છે. સાંગલી, જમખંડી, મિરજ અને કુરૂંદવાડની જાગીરો પટવર્ધન વંશના બ્રાહ્મણોની છે. મુધોળની જાગીર ભોંસલે ઘોરપુર વંશની છે; જાગીરદારને રાજસાહેબ કહે છે; રામદુર્ગની જાગીર ભાર વંશના બ્રાહ્મણની છે, પટવર્ધન વંશના સરદારોનાં ગામો ઘણાંજ વિખરાતા છે. સાંગલી સંસ્થાનનું મંગળવાડા ગામ પંઢરપૂર પાસે ભીમા નદીને કાંઠે છે, અને સાંગલી સંસ્થાનનું બીજું શિરહટ્ટી ગામ મુંબઇ ઇલાકાની દક્ષિણ સરહદ ઉપર તુંગભદ્રાને કાંઠે છે, એ સંસ્થાનોમાં વસનારા લોકોમાંના અટધા ઉપરાંત કાનડી ભાષા બોલે છે અને બાકીના મરાઠી બોલે છે.

* જુના વસ્તીપત્રક પ્રમાણે.

**૫. ધારવાડ જિલ્લો.—મુખ્ય શહેર ધારવાડ છે.**

એ જિલ્લો મુંબઇ ઇલાકાની અગ્નિ કોણમાં છે. એની ઉત્તરે બેલગામ, રામદુર્ગ સંસ્થાન અને કલાદગી જિલ્લો, પૂર્વે રૈચૂર દોઆબ (નિઝામનું) અને મદ્રાસ ઇલાકાનો બેલારી જિલ્લો, દક્ષિણે મ્હૈસૂર અને પશ્ચિમે કાનડા અને બેલગામ છે એ જિલ્લાનું ક્ષેત્રફળ ૪,૬૦૩ ચોરસ મૈલ અને વસ્તી ૧૦,૫૧,૩૧૪ માણસની છે.

સહ્યાદ્રિ પર્વતની પાસે એ જિલ્લાનો પશ્ચિમ ભાગ ખડબચડો અને પહાડી છે, પરંતુ પૂર્વ તરફની ભૂમિ કાળી સપાટ છે તેમાં માત્ર કોઈ કોઈ ઠેકાણે છૂટો ડુંગર કે ડુંગરોની હાર છે. એ જિલ્લામાં મુખ્ય નદીઓ ઉત્તરે મલપ્રભા અને દક્ષિણે તુંગભદ્રા છે. તુંગભદ્રા નદી નિઝામના રાજ્ય માંહેલા રૈચુરની પેલીમેર કૃષ્ણા નદીને મળે છે, એ જિલ્લામાં કાનડી ભાષા બોલાય છે. લોકોમાં ઘણા લિંગાયત છે. લોકોનો મુખ્ય ઉદ્યમ ખેતી છે. ખેતીની પેદાશમાં દેશી અને પરદેશી કપાસ, જુવાર, અને જુદી જુદી જાતનું તેલ મુખ્ય છે. એ જિલ્લાના ૧૧ તાલુકા કર્યા છે તેઓમાં ૨૩ મોટા કસ્બા છે. સર્વથી ચઢીઆતું શહેર હુબલી સૂતરાઉ અને ઊનના કાપડને માટે પ્રખ્યાત છે.

**૬. સાવનૂર જાગીર.—એ ધારવાડ જિલ્લાની પૂર્વે છે.**

એનું ક્ષેત્રફળ ૮૦ ચોરસ મૈલ અને ૧૬,૯૭૬ માણસની વસ્તી છે. એ સસ્થાન પઠાણ વંશના મુસલમાન નવાબનું છે. અને પહેલાં પેશ્વાના હાથ નીચે હતું. હાલનો નવાબ બાળક હોવાથી ઇંગ્રેજ તરફથી ધારવાડનો કલેકટર એ સંસ્થાન ઉપર દેખરેખ રાખે છે. મુખ્ય નિકાસ રૂ, જુવાર, ડાંગર, કળથી, મગ, નાળિએર, દીવેલી, તુવર, પાન અને શેરડી.

**૭ ઉત્તર કાનડા.—મદ્રાસ સરકારે ઉત્તર કાનડા દેશ મુંબઇ સરકારને સને ૧૮૬૧ માં સોંપ્યો.**

એનું ક્ષેત્રફળ ૩,૯૧૦ ચોરસ મૈલ અને વસ્તી ૪,૪૬,૩૫૧ માણસની છે. એની ઉત્તરે બેલગામ, પૂર્વે ધારવાડ અને મ્હૈસૂરનું રાજ્ય, દક્ષિણે મ્હૈસૂર અને મદ્રાસ ઇલાકો, અને પશ્ચિમે અરબી

સમુદ્ર તથા પોર્તુગીઝ તાબાનું ગોવા સંસ્થાન છે. ઘાટની નીચલી ભૂમિ અને ઘાટની ઉપલી ભૂમિ એવા જિલ્લાના બે ભાગ છે. સહ્યાદ્રિ પર્વત છેક ઉત્તર ભાગ કરતાં કાનડામાં દરિયાની વધારે પાસે છે તેથી તેની તળેટી અને દરિયા વચ્ચે પાંચથી પંદર મૈલ પહોળાઇ છે. ઉત્તર કાનડામાં ઘાટની ઉપર અને હેઠળ જગલો છે. એમાં સર્વ મળી નવ નદીઓ છે. તેમાંની તુંગભદ્રાને મળનારી વરધા તથા શેરવતી મુખ્ય છે. ગેરસોપાની પાસે શેરવતી ઘાટ ઉપરથી નીચા પ્રદેશમાં ધોધ પડે છે. એમાંનો સૌથી ઊંચામાં ઊંચો ધોધ ૮૯૦ ફુટ છે. અહિંના લોકની ભાષા કાનડી છે પરંતુ મરાઠી અને કાનડીની મિશ્રિત મરાઠી અને કોંકણી ઘણું કરીને કાંઠા ઉપર વસનારા લોક બોલે છે. લોકનો મુખ્ય ઉદ્યમ ખેતી છે, અને મુખ્ય ખોરાક ચોખા છે. રાગી અને શેરડી પણ પાકે છે. બાગાયત પેદાશમાં નાળિએર, સોપારી, એલચી, અને મરી છે, તે દેશમાં ખપે છે અને પરદેશ ખાતે પણ મોકલવામાં આવે છે.

હાલમાં એ દેશના ૮ તાલુકા અને ૩ મહાલ કર્યા છે તેમાં ૭ મોટા કસ્બા છે. એમાંના કારવાર, કુંપટા અને હોનાવર મોટાં બંદરો છે. મુંબઈ તથા કરાંચીની પેઠે ચોમાસામાં વહાણોનું રક્ષણ થઇ શકે એવું ત્રીજું બંદર માત્ર કારવાડ છે.

---

